વલી ગુજરાતી ગઝલકેન્દ્ર

# ગઝલવિશ્વ

સંપાદક

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

વર્ષ : ૮ • જૂન : ૨૦૧૪ • અંક ૨ • સળંગ : ૩૦



# ગઝલવિશ્વ

સળંગ અંક-૩૦ : જૂન, ૨૦૧૪

# ગઝલવિશ્વ

વલી ગુજરાતી ગઝલકેન્દ્રનું પ્રકાશન

**૩૦**

૨૦૧૪

પરામર્શક

**હર્ષ બ્રહ્મભટ્ટ**

**હર્ષદ ત્રિવેદી**

સંપાદક

**રાજેશ વ્યાસ 'મિસ્કીન'**

**વલી ગુજરાતી ગઝલકેન્દ્ર**

ગુજરાત સાહિત્ય અકાદમી, અભિલેખાગાર, ગુલાબ ઉદ્યાન સામે,

સેક્ટર-૧૭, ગાંધીનગર-૩૮૨ ૦૧૭. ફોન : ૦૭૯ - ૨૩૨૫૬૭૯૭ - ૯૮

# ગઝલવિશ્વ

* વલી ગુજરાતી ગઝલકેન્દ્ર દ્વારા પ્રકાશિત આ ત્રૈમાસિકના એક વર્ષમાં કુલ ચાર અંકો માર્ચ, જૂન, સપ્ટેમ્બર તથા ડિસેમ્બર માસમાં પ્રગટ થશે.
* 'ગઝલવિશ્વ'નું વાર્ષિક લવાજમ રૂ. ૪૦-૦૦ છે, વિદેશ માટે રૂ. ૫૦૦-૦૦ છે.
  લવાજમ ચેક દ્વારા સ્વીકારવામાં નહીં આવે. લવાજમ રોકડેથી અથવા મ.ઓ. દ્વારા મોકલવું. ડ્રાફ્ટ **ગુજરાત સાહિત્ય અકાદમી**ના નામે મોકલવા વિનંતી.
  ગુજરાત સાહિત્ય અકાદમી, અભિલેખાગાર ભવન, ગુલાબ ઉદ્યાન સામે, સેક્ટર-૧૭, ગાંધીનગર-૩૮૨ ૦૧૭. ફોન : ૦૭૯ - ૨૩૨૫૬૭૯૭ - ૯૮
* 'ગઝલવિશ્વ'માં પ્રગટ થતાં લખાણોની પસંદગી બાબતે સંપાદકનો નિર્ણય આખરી ગણાશે. પ્રગટ થતાં લખાણોની રીતિ અને વિચાર સાથે ગઝલકેન્દ્ર કે તેની સલાહકાર સમિતિ, પરામર્શકો કે કાર્યવાહક સમિતિની સહમતિ અનિવાર્ય નથી. જવાબદારી જે તે લેખકની રહેશે.
* ગઝલો, ગઝલ-આસ્વાદ, ગઝલ-વિવેચન, મુલાકાતો ઇત્યાદિ પ્રકારની સામગ્રી ગુણવત્તાના ધોરણે સ્વીકારવામાં આવશે.
* **લેખકોએ પ્રત્યેક કૃતિ કે લખાણ નીચે પોતાનું નામ-સરનામું તથા ફોન નંબર અવશ્ય જણાવવાં.**
* અન્યત્ર પ્રકાશિત કરવા મોકલેલ કે પ્રકાશિત થયેલ કૃતિ અસ્વીકૃત કરવામાં આવશે.
* સ્વીકૃત કે અસ્વીકૃત કૃતિની જાણકારી મેળવવા અથવા કૃતિ પાછી મેળવવા પોતાનાં નામ સરનામાવાળું પોસ્ટકાર્ડ કે પરબીડિયું જોડવું અનિવાર્ય છે. એ સિવાય પ્રત્યુત્તર આપી શકાશે નહીં.
* **સાહિત્યિક કૃતિઓ મોકલવાનું સરનામું :**
  **રાજેશ વ્યાસ 'મિસ્કીન'**, ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭
* અંકો રવાના થયા પછી કોઈ અંક ગ્રાહકને ન મળે તો ગઝલકેન્દ્રની જવાબદારી રહેતી નથી. ગ્રાહકનંબર સાથે પત્ર લખવાથી અંક ઉપલબ્ધ હશે તો મોકલવામાં આવશે.
* **અંક તેમ જ લવાજમ અંગેનો સઘળો વ્યવહાર ગુજરાત સાહિત્ય અકાદમી ખાતે જ કરવો.**


* પ્રકાશક : **હર્ષદ ત્રિવેદી**, મહામાત્ર, વલી ગુજરાતી ગઝલકેન્દ્ર, ગુજરાત સાહિત્ય અકાદમી, અભિલેખાગાર, ગુલાબ ઉદ્યાન સામે, સેક્ટર-૧૭, ગાંધીનગર-૩૮૨ ૦૧૭. ફોન : ૦૭૯ - ૨૩૨૫૬૭૯૭ - ૯૮
* મુદ્રણસ્થાન : ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧. ફોન : ૨૫૬૨૦૫૭૮, ૨૫૬૨૬૪૬૦.

# સંપાદનના સથવારે

- રાજેશ વ્યાસ 'મિસ્કીન'

## જીવનને હૂંફ અને હિંમત આપે તેવી ગઝલો કે તેવા શેર કેટલા ?

ગુજરાતી ગઝલસાહિત્યમાં વિધાયક દૃષ્ટિ, Positive Thinkingની પ્રેરણા અને હિંમત આપે, જોમ અને જુસ્સો વધારે તેવી ગઝલ કે પંક્તિઓ કેટલી હશે ? તા. ૧૬-૩-૨૦૧૦ મંગળવારની સવારે ૮:૩૦ વાગે કવિશ્રી હર્ષદ ત્રિવેદીનો ફોન આવ્યો કે Positive Thinkingવાળા થોડા શેર જોઈએ છે. બે-ત્રણ લખાવ... આમ તો કવિ હર્ષદ ત્રિવેદી કુશળ સંપાદક, સફળ સંચાલક અને સર્જક છે. ઘણી ગઝલોના શેર તેમને કંઠસ્થ હોય છે. તે દિવસે તેમને શોધવા બેસવાનો Time નહોતો અને તાત્કાલિક જરૂર પડી હતી.

એક કલાકમાં તો મારી અંગત લાઇબ્રેરીમાં રહેલા મોટાભાગના ગઝલના પુસ્તકોમાંથી પસાર થઈ ગયો. ખૂબ મહેનત કરી, ઊડતી નજરે બધું જ ફંફોસી લીધું પણ નકરી નિરાશા સાંપડી.

*વિયોગી હોગા પહલા કવિ,*
*આહ સે ઉપજા હોગા ગાન.*

**- સુમિત્રાનંદન પંત**

*જ્યારે પ્રણયની જગમાં શરૂઆત થઈ હશે,*
*ત્યારે પ્રથમ ગઝલની રજૂઆત થઈ હશે.*

**- આદિલ મન્સૂરી**

સ્મરણમાં રહેલી પંક્તિઓ અને શેર ફંફોસી જોયા પરંતુ ગઝલો અને કવિતાઓ એટલે નિરાશા - ઉદાસી - ગોળગોળ વાતો કરતી અધ્યાત્મિકતા કંઈક એવું જ દેખાયું. પીડા-દર્દ- આહ-જુદાઈ-ઝળહળ ઝળહળ એવું જ બધું જોવા મળ્યું. ધબકતી જિંદગી સાથે ગઝલ તાલ મેળવે નહીં ત્યાં સુધી જાણે ગઝલ હૃદયને સ્પર્શતી નથી એવું લાગ્યું. સુખના પ્રસંગે બોલી શકાય, નિરાશાને ખંખેરી શકાય, કોઈ સુંદર વાતની શરૂઆત કરતા પહેલા તરત યાદ આવી જાય, કોઈ સારું કામ કરવાની

પ્રેરણા બની જાય, જીવવાની હૂંફ અને હિંમત આપે એવી કવિતાઓ, એવા શેર શોધવા માટે મનોમન ચાલી નીકળ્યો.

*ઘેરી વળે છે જ્યારે ગની દુઃખના કંટકો,*
*ત્યારે જીવન ગુલાબનો આકાર હોય છે.*

**- ગની દહીંવાલા**

પણ સુખનો ફૂલો વચ્ચે હોઈએ ત્યારે સ્મરણ કરવા જેવી પંક્તિઓ સર્જકોના જીવનમાંથી પ્રગટે તો કેવું અદ્‌ભુત કાર્ય થઈ શકે એવો મનોમન વિચાર આવ્યો.

*જિંદગીનો એ જ સાચેસાચ પડઘો છે ગની,*
*હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે.*

**- ગની દહીંવાલા**

*કહો દુશ્મનને દરિયા જેમ હું પાછો જરૂર આવીશ,*
*એ મારી ઓટ જોઈને કિનારે ઘર બનાવે છે.*

**- મરીઝ**

નિરાશાની - લાચારીની સ્થિતિમાંથી બહાર લાવે એવી પ્રેરણા આપનારી આ પંક્તિઓ છે. સફળતા પછી હજુ વધુ સફળ થવાની હજુ આગળ વધુ પ્રેરણા આપનારી, હજુ વધુ સિધ્ધિઓ હાંસલ કરવાની દૃષ્ટિ આપનારી, જીવન એટલે માત્ર દુઃખ જ નહીં, જીવન તો અનેક રંગોનો સરવાળો છે એવું પ્રગટ કરતી કવિતાઓ ઘણી ઓછી નજરે ચઢે છે. હર્ષદે કહ્યું, 'રાજેશ હજુ ઘણું કામ કરવાનું બાકી છે...' અંગત ડાયરીમાં પડેલી આ નોંધ, અમારા બે વચ્ચે થયેલી આ વાત... આજે આપના સુધી પહોંચાડવાની સહજ ઇચ્છા થઈ.

જીવનને આ ઉદાસીની ઘૂંટામણમાંથી બહાર કાઢી કુદરત સાથે, આજના ધબકતા જીવન સાથે, જીવનના અવસરો સાથે જોડીએ અને ત્યાં રાહ જોતી ગઝલોને આપણે સત્કારીને કાગળ ઉપર ઉતારી લઈએ એવો ભાવ જન્મે છે. આપણા ધબકારામાં એને ઝીલી લઈએ જેથી આવનારી પેઢીઓ માટે - એ ગઝલો તેમનો ધબકારો બની શકે. જીવનના ઉત્સવને પ્રગટ કરતો આનંદ બની શકે. ભાવવિશ્વ વધુ વિકસે, વિષયવૈવિધ્ય પ્રગટે... એ જોવું રહ્યું. ભીતરની એક નવી યાત્રાએ નીકળવાનો સંકલ્પ કરીએ એમ કહેવાનું મન થઈ આવ્યું.

*આભમાં કે દરિયામાં તો એક પણ કેડી નથી,*
*અર્થ એનો એ નથી કોઈએ સફર ખેડી નથી.*

**- મિસ્કીન**



## લલિત ત્રિવેદી

શરીરાઈને ગહન કરી લઉં પરથમ પ્હેલાં !
સબદ ! હું નખશિખ સ્મરન કરી લઉં પરથમ પ્હેલાં !

કાગળ ! તારું શમન કરી લઉં પરથમ પ્હેલાં !
કલમમાં હોમોહવન કરી લઉં પરથમ પ્હેલાં !

ખુશ્બૂ ખુશ્બૂ ઇજન કરી લઉં પરથમ પ્હેલાં !
કળી કળી પર લિખન કરી લઉં પરથમ પ્હેલાં !

એક તરફ છે અચરજ ને બીજા પલ્લામાં....
ગઝલ મૂકું ને વજન કરી લઉં પરથમ પ્હેલાં !

પછી આળખું પાંખડીઓ પર ટશર સખીની...
પતંગિયાનું સ્તવન કરી લઉં પરથમ પ્હેલાં !

ઝાકળના જરિયનમાં ઝિલમિલ ગઝલમોહિની...
સવ્વાવ્હાલથી શુકન કરી લઉં પરથમ પ્હેલાં !

પછી અખા સોનીની એ ડેલી રણકાવું...
સુવર્ણમાં રણઝણન કરી લઉં પરથમ પ્હેલાં !

સબદીઘાટીમાં જ ગઝલટંકાર કરી લઉં...
લલિતાસુરનું હનન કરી લઉં પરથમ પ્હેલાં !

## એસ. એસ. રાહી

ભીડમાં જે હતા, એકલા થઈ ગયા,
કૈંક ઘરમાં રહી લાપતા થઈ ગયા.

જન્મની સર્વ આગાહી ખોટી પડી,
શ્વાસ મારા જ, લ્યો, પારકા થઈ ગયા.

એમને ક્યાં ખબર કોણ અંદર હતું ?
એ તો ચોખટ ઉપર બ્હાવરા થઈ ગયા.

મારા પગમાંથી નીકળ્યું નહીં લોહી તો,
કંટકો કઈ હદે બાપડા થઈ ગયા.

એટલે તો ક્ષિતિજ પર મળાયું હતું,
હું ગગન થઈ ગયો, એ ધરા થઈ ગયા.

જ્યાં ખુદાએ ભરોસો કર્યો મુજ ઉપર,
મારા શ્વાસો જ ત્યાં બેવફા થઈ ગયા.

હોઈ મન્નત નથી માનતું, જ્યારથી -
સૌ ફકીરોનાં પ્હેરણ ધજા થઈ ગયા.

## સ્નેહી પરમાર

ખાઈ રોટી ને પ્યાજ ઊંઘે છે,
એક રાજાધિરાજ ઊંઘે છે.

વીજળીનાં જીવંત વાયર પર,
એક આખ્ખો સમાજ ઊંઘે છે.

હોઠ પર છે ધજા બગાવતની,
ફેફસાંમાં અવાજ ઊંઘે છે.

ભૂખ જાગ્યા કરે પથારીમાં,
આમ બંદાનવા જ ઊંઘે છે.

પિંડ ટંગાય દૂર ખીંટી પર,
કોઈ પહેરીને તાજ ઊંઘે છે.

આંખ અંગત બનાવ ભૂલીને,
એકબીજાને કાજ ઊંઘે છે.

## સ્નેહી પરમાર

એક એવી નવાઈ જાગે છે,
કોણ ઝાલી કલાઈ જાગે છે ?

એમ મારામાં કાંઈ જાગે છે,
ઘાટ વચ્ચે ઘડાઈ જાગે છે.

માંડ પડઘા ઝંપ્યા છે ખોળામાં,
એના માટે જ ખાઈ જાગે છે.

કોઈ સૂતું હો ચિર નિદ્રામાં,
તોય એની કમાઈ જાગે છે.

ખુદની છાયા થઈ રહું પાછળ,
સામી દિશમાંથી સાંઈ જાગે છે.

કોઈ સૂતું નથી, ને સૂતું હો,
સ્હેજ કરજો ખરાઈ, જાગે છે.

## સ્નેહી પરમાર

કોઈ કરતું હો 'ક્લિક' બેઠાં છે,
એમ મારી નજીક બેઠાં છે.

ઝાડ એના ઉપર કરે છાંયો,
સૂર્ય નીચે શ્રમિક બેઠા છે.

જિંદગીની વિશાળ ડાળી પર,
ટાઢ-તડકો ક્રમિક બેઠા છે.

આજ સામે ઊભા થયા છે જે,
એ જ સાથે અધિક બેઠા છે.

દોડતી બસ કશે નહીં પહોંચે,
પહોંચશે જે પથિક બેઠા છે.

## સ્નેહી પરમાર

બેઉ જણ પાસ પાસ ચાલે છે,
તોય નોખો પ્રવાસ ચાલે છે.

સૌને લાગે કે શ્વાસ ચાલે છે,
અમને લાગે ગિરાસ ચાલે છે.

થોડું ચાલે છે સાચ ગઝલોમાં,
ઝાઝો વાણીવિલાસ ચાલે છે.

પગ મૂકી જળ ઉપર, કોના સત્‌થી -
ચાંદનીનો ઉજાસ ચાલે છે ?

નોટ ચાલે નહીં જ્યાં ચલણોની,
આદમીની સુવાસ ચાલે છે.

બેઉ જણ પાસ પાસ ચાલે છે
એથી આખ્ખો પ્રવાસ ચાલે છે.

## વંચિત કુકમાવાલા

જે ક્ષણે, આ જાત પર, આવી શરમ,
ભીતરે ભાંગી પડ્યા, સઘળા ભરમ.

રોજ ખંખેર્યો, મને તો નીકળ્યા
ઝીણી ઝીણી સૌ, તિરાડોથી અહમ

હું હતો, એવો જ દેખાયો પછી...
કોઈ એ પૂછ્યો નહીં, મારો ધરમ.

એને રમવું છે રુંવાટી પર સતત,
ના હૃદય, એની નથી ખાવી કસમ.

કેમ કોને કઈ રીતે કહેવું કશું ?
સૌની પાસે હોય છે, તાજા જખમ.

કેડી રસ્તા માર્ગ, ઓઝલ થઈ ગયા,
મેં ભર્યું મારી તરફ પહેલું કદમ.

એક અક્ષર સાવ નોખો પાડવા,
મેં હજારો હાથથી પકડી કલમ.

ગાઢ આ 'વંચિત' તમસ ઝળહળ થયું !
આટલામાં ક્યાંક છે મારો સનમ.

## ચિરાગ ત્રિપાઠી

વ્યર્થ તું એને સતત માપી રહ્યો છે,
રાહ જો, એ તો હજુ વ્યાપી રહ્યો છે.

થાય દીવો સ્થિર આંધીમાં ઝઝૂમી,
એમ જગમાં ખુદને એ સ્થાપી રહ્યો છે.

આંસુઓનાં ચોતરફ વરસાદમાં તું,
સ્વપ્નની ચિનગારીઓ ચાંપી રહ્યો છે!

હું તને પૂછું 'રહે સુખ ક્યાં?' અને તું,
રોજ સરનામું નવું આપી રહ્યો છે!

એમ લાગે છે તને હું જોઉં છું તો,
દોસ્ત, તું જીવી નહીં, કાપી રહ્યો છે.

હું ઉદાસીને સતત શબ્દે મઢું છું
સૌ કહે ચિરગો શાયર ગઝલ છાપી રહ્યો છે.

## ચિરાગ ત્રિપાઠી

હૃદયનાં ઇજિપ્તે સ્મરણનાં Mummy છે,
સમયને અમાનત આ મારી ગમી છે.

થઈ આંખ Antarctica બેઉ થીજી,
જરા હૂંફ લઈ ક્યાંક પાંપણ નમી છે.

આ મન એક ખૂંખાર વન Africaનું,
જ્યાં ઇચ્છાઓ આદમ સ્વરૂપે ભમી છે.

ઊગ્યાં શુષ્ક સહરાનાં રણ રોમરોમે,
નદી સ્પર્શની અહીંયા મૃગજળ સમી છે.

મેં Virgin પ્રદેશો સમા સ્કંધ ઉપર,
વિરહ કેરી વણઝાર હરદમ ખમી છે.

## ચિરાગ ત્રિપાઠી

શબ્દબ્રહ્મની ધૂણી ધખાવો, બમ બમ ભોલે,
અંગ ભાવની ભભૂત લગાવો, બમ બમ ભોલે.

ધરો લલાટે કલ્પન કેરો ચંદ્ર અલૌકિક,
કરે કલમનું ત્રિશુલ સજાવો, બમ બમ ભોલે.

ઝેર જગતનાં કંઠ તણાં ખડિયામાં રોકી,
કાવ્યોનું અમૃત વરસાવો, બમ બમ ભોલે.

બે આંખોથી દીસે નહીં એ અકળ પામવા,
ત્રીજું દિવ્ય એ નેત્ર ઉઘાડો, બમ બમ ભોલે.

તંગ કાફિયાનું તાંડવ ને જટા છંદની,
ગઝલની ગંગા આજ વહાવો બમ બમ ભોલે.

## શૈલેન રાવલ

હાથ અથડાવી ને કંકણ તોડશે,
રીતરિવાજે કેમ સગપણ તોડશે ?

કાયમી હૂંફાળ સંગાથી સમું,
સેંથી ભરપૂર આજ દર્પણ તોડશે.

ફૂલ જેવા વર્ષ માણ્યાં ગણગણી,
શી રીતે એ કારમી ક્ષણ તોડશે ?

લોક સપનાં રોપવા તત્પર થશે,
પાંપણેથી કોણ તોરણ તોડશે ?

હસ્તરેખા વ્યર્થની અટવાય છે,
વાત વાતે મન અકારણ તોડશે.

ભીંસવા ભીંતો બધીયે દોડશે,
જિંદગીને રિક્ત આંગણ તોડશે.

## હનીફ રાજા

છે અત્ર-તત્ર મિત્ર, પ્રણયનાં જ ચિત્ર જો,
ઋતુ જ જાણે થઈ ગઈ છે પ્રેમપત્ર જો !

વીખરાયેલાં હવામાં ગુલાબો સહસ્ર જો,
પ્હેરી પવન વહે છે પરિમલનાં વસ્ત્ર જો !

જાજમ છે લીલાં ઘાસની રસ્તે વસંતનાં,
માથે ધરે છે વ્હાલથી કેસૂડાં છત્ર જો.

નેત્રોય સૂર્ય-ચંદ્રનાં વિસ્મિત છે આભમાં,
પાલવ વસુંધરાનો ચૂમે છે નક્ષત્ર જો.

કેવી રીતે જિતાય છે હૈયાંની સલ્તનત,
હુમલો કરે છે કઈ રીતે નયણોનાં શસ્ત્ર જો !

ભજવે છે પવન પાત્ર અહીં મેઘદૂતનું,
પુષ્પો લખે સુગંધની લિપિમાં પત્ર જો.

સર્વત્ર છે વસંતનાં ઉત્સવની ઉજવણી,
ઉલ્લાસનું, ઉમંગનું બેઠું છે સત્ર જો.

મારી ગઝલ વસંતનો પમરાટ છે 'હનિફ',
અસ્તિત્વ મારું થઈ ગયું છે ઈત્ર-ઈત્ર જો

## હનીફ રાજા

આ ભીંસાતા શ્વાસ છોડીને નીકળ,
જીવ, કારાવાસ છોડીને નીકળ.

પાંગરેલા પાશ છોડીને નીકળ,
આંધળા વિશ્વાસ છોડીને નીકળ.

રોજ ઊગવું, રોજ આથમવું અહીં,
કાયમી કંકાસ છોડીને નીકળ.

હોય ખુદને ખોળવાની ખેવના,
તો દીવાને-ખાસ છોડીને નીકળ.

આપ તું છે વ્યાપ આ વર્તુળનો,
તોડ ત્રિજ્યા, વ્યાસ છોડીને નીકળ.

સાંકડી છે શ્વાસની આ શેરીઓ,
તોડ ત્રાટક, ત્રાસ છોડીને નીકળ.

કો'ક ખૂણે નામ ઝળહળતું રહે,
એટલો અજવાશ છોડીને નીકળ.

## ઉર્વીશ વસાવડા

બંધ મેં જાતે કરી છે, કેમ મુઠ્ઠી ખોલવી ?
હસ્તરેખાઓ ભરી છે, કેમ મુઠ્ઠી ખોલવી ?

એક ક્ષણ પણ જો ખુલે તો ભેદ સહુ જાણી જશે,
એ સ્થિતિ બહુ આકરી છે, કેમ મુઠ્ઠી ખોલવી ?

સામસામા મુઠ્ઠીઓ વાળીને બેઠા છે બધા,
વાત એની પણ ખરી છે, કેમ મુઠ્ઠી ખોલવી ?

એ જ ઇચ્છા છે, જવું ઈશ્વર કને બાળક રહી,
મેં તપસ્યા આદરી છે, કેમ મુઠ્ઠી ખોલવી ?

હાથ ખુલ્લા થઈ જશે, ઊઠશે જનાજો જે ક્ષણે,
આ ઘડી ક્યાં આખરી છે, કેમ મુઠ્ઠી ખોલવી ?

## ઉર્વીશ વસાવડા

શી ખબર કેવી સફરમાં આપણે સામા મળ્યા... ?
સાવ અણજાણ્યા નગરમાં આપણે સામા મળ્યા.

જાણતા'તા એ હકીકત હાથમાં પથ્થર હતા,
ને છતાં પણ કાચઘરમાં આપણે સામા મળ્યા.

મૌન, વાણી કે ઇશારાથી કશું બોલ્યા નહીં,
તોય દુનિયાની નજરમાં આપણે સામા મળ્યા.

જે જગાથી આપણા રસ્તાઓ ફંટાયા હતા,
આજ પાછા એ જ ઘરમાં આપણે સામા મળ્યા.

જે ક્ષણે ફૂટ્યા કૂંપળ થઈ એ ક્ષણે સમજ્યા નહીં,
એટલે આ પાનખરમાં આપણે સામા મળ્યા.

## ઉર્વીશ વસાવડા

જાણ થઈ જશે આખા જગને એનો ડર છે,
દર્પણમાં નહીં બધી તિરાડો ચ્હેરા પર છે.

ખુલ્લી આંખો તેમ છતાં કંઈ ના દેખાતું,
ક્યાંક કશે બસ સમજણમાં થોડી નડતર છે.

બાર ઉઘાડીને અંદર આવ્યો છું તો પણ,
એ જ નથી સમજાતું કે આ કોનું ઘર છે ?

આજે મારી સઘળી ભ્રમણાઓ ભાંગી ગઈ,
એમ સમજતો'તો સ્મરણો મારા ચાકર છે.

એક જ ક્ષણમાં મારી ઓળખ પાછી આપી,
સમય ખરેખર દોસ્ત ગજબનો જાદુગર છે.

(ટૂંકા સમય માટે સ્મૃતિભ્રંશ થયેલ વ્યક્તિની ગઝલ)

## દિનેશ કાનાણી

કામ ખોટું જો કરું તો માર થપ્પડ,
ક્યાંય પણ છળ પાથરું, તો માર થપ્પડ.

આપવાનું એટલે બસ આપવાનું,
જામ મારો જો ભરું, તો માર થપ્પડ.

ડૂબવાનું હોય, સાથે ઊડવાનું
પ્રેમમાં હું થરથરું, તો માર થપ્પડ

ખીલવાનું રોજ એનાં આંગણે પણ,
આંગણે એના ખરું, તો માર થપ્પડ.

સ્થિર થઈને વૃક્ષ જેવો છાંયડો દઉં,
જ્યાં અને ત્યાં જો ફરું, તો માર થપ્પડ.

આ બધા સંજોગ કાયમ જાય આવે,
હું સમયથી જો ડરું, તો માર થપ્પડ.

હક અને હિસ્સો મળે, જે ભાગ્યમાં હોય,
જ્યાં અને ત્યાં કરગરું, તો માર થપ્પડ.

## વીરુ પુરોહિત

નગરને ચોક જે જણ હાટ દર્પણની ધરાવે છે;
બધાને અવગુણો સ એ જ કાયમ ઓળખાવે છે !

તને એની બધીયે વાત આકર્ષક લાગે,
સમય જો ખલ કરે છે, જીભ પર ચશ્માં ચઢાવે છે !

નરી છલના જ છલનાથી સકળ સૃષ્ટિ ભરેલી છે,
વધે ખારાશ, તો જળ ખૂબ શીતળતા જતાવે છે !

કરો મહિમા ભલે સમૃદ્ધ સુલતાની ખજાનાનો,
ચઢે તોફાન ત્યારે વ્હાણને લંગર બચાવે છે !

દયાનો ક્રૂરતા સાથે વિરોધાભાસ ના ગણવો;
કરે છે સિંહ જ્યારે ઘાત, તો આંસુય વહાવે છે !

## વીરુ પુરોહિત

કરું છું પ્રાર્થના તો એ સમજતા, કૈંક યાચું છું !
મળી ભીતર મને, હું તો અલખમાં રોજ રાચું છું !

પ્રભાતે ખગ પૂરે છે સાખ સૂરજની અદાલતમાં,
અભાવો ઊજવી હું રોજ ઉત્સવ જેમ નાચું છું !

ચડાવ્યો લાખ વેળા સાળ પર સૌંદર્ય દેવાને,
ન ગુંફ્યો ત્યારે એક્કે વાર, સૂતર હું જ કાચું છું !

મને વેચી ગયું છે કોણ આ રદ્દી બજારોમાં ?
હતી ના જાણ એને કે કનક હું સાવ સાચું છું !

પરીક્ષા હોય છે મારી, સમયના કોઈપણ ખંડે;
કરેલાં પાપકર્મોની કિતાબો ખૂબ વાંચું છું !

## પરાજિત ડાભી

ક્યાંક ફૂલો, ક્યાંક પથ્થર, આપણો પીછો કરે છે.
ક્યાંક બદબૂ, ક્યાંક અત્તર, આપણો પીછો કરે છે.

ક્યાંય પણ એકાન્તમાં આ જાત લઈને જઈ શકો ના,
ક્યાકં લોકો, ક્યાંક ઈશ્વર, આપણો પીછો કરે છે.

પુસ્તકોના ગંજ વચ્ચે લાશ થઈને જીવવાનું,
ક્યાંક પ્રશ્નો, ક્યાંક ઉત્તર, આપણો પીછો કરે છે.

માસનાં ટુકડાની માફક આ સમય કાપી રહ્યો છે,
ક્યાંક ચાકુ, ક્યાંક ખંજર, આપણો પીછો કરે છે.

હું ય ઇચ્છુ કે નગરથી દૂર નાસી જાઉં તો પણ,
ક્યાંક મ્હેલો, ક્યાંક ખંડર, આપણો પીછો કરે છે.

તન ઉપરનાં, મન ઉપરનાં વસ્ત્ર ત્યાગી જીવવું છે,
ક્યાંક સૂતર, ક્યાંક વણકર, આપણો પીછો કરે છે.

ઘર અને આ ઑફિસોમાં શ્વાસ કચડાતા રહે છે,
ક્યાંક ભૂલો, ક્યાંક ભણતર, આપણો પીછો કરે છે.

## પરાજિત ડાભી

અરીસાનાં નગરમાં હું મને શોધી નથી શકતો.
અને હું નામ પમ મારું અહીં બોલી નથી શકતો.

મને તેં શ્વાસ આપ્યા છે મરણને પોંખવા માટે,
પરંતુ જિંદગી શું છે હજુ સમજી નથી શકતો.

સમંદરમાં ભળી મીઠાશ નાહક વેડફી દે છે,
નદીને તોય તું આ રણ તરફ વાળી નથી શકતો.

ઘણાં જ્વાળામુખી તારા ઇશારે થઈ ગયાં ઝરણાં,
અને તું માણસોનાં રોષને ઠારી નથી શકતો.

કર્યા જે પુણ્ય નામે પાપ એ ભરપૂર છે માટે,
કરેલા કર્મની મારી કથા વાંચી નથી શકતો.

ભલે સોનાં તણું થાળુ અને હો વાટ રેશમની,
વગર દીવાસળી દીવો કોઈ પ્રગટી નથી શકતો.

સમયનાં સત્યમાં ઘૂંટી હૃદયથી એ લખાયો છે,
કવિના શબ્દને તો કાળ પણ ભૂંસી નથી શકતો.

## હનીફ સાહિલ

એના જ હાવભાવને જોઈ રહ્યો છું હું,
બદલાયેલા સ્વભાવને જોઈ રહ્યો છું હું.

હિંમત નથી કે બોલે કોઈ એની સભામાં,
એના પ્રખર પ્રભાવને જોઈ રહ્યો છું હું.

એની જ ચાલ છે બધી, એની જ છે રમત,
એના બધા જ દાવને જોઈ રહ્યો છું હું.

ટૂટે છે ટાંકા એક પછી એક યાદના,
ખૂલતા હૃદયના ઘાવને જોઈ રહ્યો છું હું.

એના થકી જ મોજ ને મસ્તી હતી બધી,
એના સતત અભાવને જોઈ રહ્યો છું હું.

એના જ રૂપરંગ છે એની જ કરામત,
એના બધા રચાવને જોઈ રહ્યો છું હું.

સૂની પડી નથી હજી એની ગલી 'હનીફ',
લોકોની આવજાવને જોઈ રહ્યો છું હું.

## રાકેશ હાંસલિયા

આ તે કેવા સ્થાનમાં આવી ગયા !?
કેટલાં અભિમાનમાં આવી ગયા ?

ભાવ છે હર ચીજનો સરખો અહીં,
કેવી આ દુકાનમાં આવી ગયા !?

ગામ આખામાં છે ચર્ચાનો વિષય,
કઈ રીતે એ ભાનમાં આવી ગયા ?

રાહ જોતી રહી બિચારી કેડીઓ,
ને તમે વિમાનમાં આવી ગયા.

નીકળ્યા'તા વેશપલટીને અમે,
તોય એના ધ્યાનમાં આવી ગયા.

પોટલું વાળી અને મૂકી દીધાં,
પત્ર પણ સામાનમાં આવી ગયા !

કોઈ ગીતો માંગલિક ગાતું નથી,
આ તે કોની જાનમાં આવી ગયા ?

બે'ક ગઝલો થઈ પ્રગટ ત્યાં તો તમે,
રેશમી પરિધાનમાં આવી ગયા !

## રાકેશ હાંસલિયા

કોઈ રીતે ખાળવા પડશે હવે,
આંસુને પડકારવા પડશે હવે.

છાપરા સામી જ છે એની નજર,
તાપણાંઓ ઠારવા પડશે હવે !

એટલો મીઠો છે આગ્રહ એમનો,
બોર એંઠા ચાખવા પડશે હવે.

નોટ કે સિક્કા નથી પાકીટમાં,
બે'ક સપનાં રાખવા પડશે હવે.

આંગણે આવીને ઊભો છે ફકીર,
દ્વારને ઉઘાડવા પડશે હવે.

કોઈ રીતે ક્યાં મટે છે અંધકાર ?
કાળજાંને બાળવા પડશે હવે.

મુક્ત મનથી અશ્રુઓ સારી શકાય,
એવા ખૂણા શોધવા પડશે હવે.

એક પણ સારી ગઝલ આવી નથી,
પૃષ્ઠ કોરાં છોડવા પડશે હવે !

વેદ તો 'રાકેશ' હાથવગાં નથી,
પ્રેમપત્રો વાંચવા પડશે હવે.

## રાકેશ હાંસલિયા

અશ્રુઓના ડાઘને જોતો રહ્યો,
હું ઠરેલી આગને જોતો રહ્યો.

વ્યર્થ હો બાકી બધું નિહાળવું,
એવી રીતે આભને જોતો રહ્યો !

આપવાની હો તું ગુલદસ્તો મને,
એમ તારા હાથને જોતો રહ્યો.

ધૂળિયો મારગ મને રોકી ન લે,
દૂરથી બસ ગામને જોતો રહ્યો.

જાણે લાગી હોય મારી ભીતરે,
એવી રીતે આગને જોતો રહ્યો.

ઊતરીને આવવાની હોય તું,
એમ અપલક ચાંદને જોતો રહ્યો !

મ્હેંકતા શબ્દો હતાં સામે ઘણાં,
હું તો તારા નામને જોતો રહ્યો !

કોઈનીયે સ્હેજ પણ પરવા વગર,
આજ તારા ભાલને જોતો રહ્યો.

## પ્રીતિ સેનગુપ્તા

ભીતરી શેવાળ ઉપર નામ લખી દઉં.
શ્વાસની વરાળ ઉપર નામ લખી દઉં.

બંધ ઘર છોડી જતાં- એક છેલ્લી વાર,
ઓસરીની પાળ ઉપર નામ લખી દઉં.

જોડવું, છોડવું, ચાહવું, સહેવું - ચાલ,
લોભમયી જંજાળ ઉપર નામ લખી દઉં.

પારકી છે સર્વ-ક્ષણ, એ જાણ છે છતાં,
સરકતા જતા કાળ ઉપર નામ લખી દઉં.

ના હોય ભલે પુષ્પો કે પાંદડાં બાકી,
સૂની ડાળેડાળ ઉપર નામ લખી દઉં.

વીજને વાદળ વણે જે તંતોતંતને,
શ્યામરંગી શાળ ઉપર નામ લખી દઉં.

અક્ષત્, સોપારી, વળી નાડાછડી યે હોય,
કંકુ લીંપેલા થાળ ઉપર નામ લખી દઉં.

જીવન નામે વહેણ એક તરફ વહી રહ્યું,
ઝટ જઈ એ ઢાળ ઉપર નામ લખી દઉં.

## જિગર જોષી 'પ્રેમ'

સમય એવું કે' છે નવું કૈંક લાવો,
હવે વૃક્ષ નહીં દોસ્ત ! વરસાદ વાવો.

આ રણ પાર કરવું તમારું ગજું નહિ,
તમે ઝાંઝવા સાથે ફોટા પડાવો.

અમારી જ યાદો છે તમને કનડગત ?
અગર છે પુરાવો ? તો લાવો, બતાવો.

કાં તો કાન કાપો દીવાલોના જલ્દી,
કાં મોં પર દીવાલોના તાળાં લગાવો.

તૂટેલા હૃદયનીયે કિંમત તો આવે,
નજીવી ભલે, કૈંક બોલી લગાવો.

તમારાથી બીજું તો થઈ પણ શકે શું ?
તમે બેઠાં બેઠાં બસ અફવા ઉડાવો.

જીવન જીવવાના 'જિગર' બે પ્રકારો,
કાં શરણે થવું, કાં તો પ્રશ્નો ઉઠાવો.

## જિગર જોષી 'પ્રેમ'

કહો કયા પ્રકારે તમે ઝાડ વાવ્યું, થયા કૈંક વરસો નથી પાન આવ્યું,
અને પાછી ડંફાસ મારો છો એવી 'અમે આંગણું પંખીઓથી સજાવ્યું !'

અરીસાની જેવો જ છું હું સ્વભાવે, જરાકે'ય ખોટું ચલાવી નહીં લઉં,
અને એટલે તો આ બંદાની સાથે, હશે બહુ જ ઓછા કે જેઓને ફાવ્યું.

ફરી આજ છાપામાં વાંચ્યું છે એવું 'ફરી આભની આજ લથડી છે તબિયત',
ખબર કાઢવા એની તબિયત વિશે મેં, ફરીથી અગાશીએ ચક્કર લગાવ્યું.

હતો એક અવસર અમારે જ આંગણ, હતો આંસુઓનો જ કેવળ સહારો,
કરી પાંપણોની દીવાલોની આડશ અમે આંસુને પાછું ઘરમાં વળાવ્યું.

દીવાલોને પણ હોય છે 'મન'ની જેવું, 'ને ખાલીપો એને'ય કોરી શકે છે !
અમે એમ ધારીને ઘરની બધીયે દીવાલોએ તત્કાલ પૉસ્ટર લગાવ્યું !

## ગુલામ અબ્બાસ 'નાશાદ'

વ્યથિત થાયે હૃદય તો હોઠ પર ફરિયાદ આવે છે,
બહુ ઘેરાય છે આકાશ તો વરસાદ આવે છે.

કોઈ પણ સમજૂતી શરણાગતિથી કમ નથી હોતી,
લડીને થાકે છે હથિયાર ત્યાં સંવાદ આવે છે.

ઘણીવેળાએ મન થાયે કરીએ મનને ગમતું કાર્ય,
અમારા રક્તમાં પણ ક્યારેક તો ઉન્માદ આવે છે.

બને તો જાળવો વહેવારમાં પણ થોડું કંઈ અંતર,
નિકટતામાં જ તો આગળ જતાં વિખવાદ આવે છે.

ભટકવાની ન ગુંજાઈશ રહે જો સાંભળો એને,
કદી અંતરના ઊંડાણેથી છાનો સાદ આવે છે.

વિફળતાને જિરવવી બહુ જ કપરી થઈ ગઈ 'નાશાદ',
યુવાનીમાં કરેલી ભૂલ આજે યાદ આવે છે.

## કિરીટ ગોસ્વામી

છેક ભીતર જાતરા થાશે પછી,
સાવ નોખી સરભરા થાશે પછી.

પાર દરિયો સૌ દ્વિધાનો કર પ્રથમ,
ખ્યાલ ના ખોટા-ખરાં થાશે પછી.

એક ઝબકારો તને વીંધી જશે,
દૂર સઘળી નીંદરા થાશે પછી.

પામશે ભાથું સનાતન પ્રેમનું,
વ્યર્થ સૌ સંપેતરા થાશે પછી.

ડૂબશે સત્સંગમાં પળ-પળ 'કિરીટ'
મન-હૃદય ના બ્હાવરાં થાશે પછી.

## કિરીટ ગોસ્વામી

ભીતર પાક્કો પરવાનો છે,
તોય તને આ ડર શાનો છે ?

સાવ ભૂલી જા, કોરી વાતો,
રંગબિરંગી અરમાનો છે !

પળમાં દરિયો શાંત છે મનનો,
પળમાં પાછાં તોફાનો છે !

પાછીપાની છોડ, મુસાફર,
લાખ ભલેને વ્યવધાનો છે !

કોણ 'કિરીટ' અહીંનું રહેવાસી ?
અહિંયા તો સૌ મહેમાનો છે.

## હરેશ 'તથાગત'

છે આયાનું, ખુલ્લું નિયંત્રણ,
જોઈ શકો છો, ચ્હેરો તમે પણ.

પાછાં વળ્યાં છે ઝઘડી પડીને,
સામે મળેલાં, કારણ-અકારણ !

દુનિયા કરે છે પંચાત શેની ?
મારે-તમારે, જે હોય સગપણ.

એકાંત મૂક્યે, વેરાન ઘેરે,
આવી દશાનું, છે કૈં નિવારણ ?

કીધું કબીરે બહુ ભારપૂર્વક:
'તારી ચાદર, તારી શાળ પર વણ !'

## અનંત રાઠોડ 'અનંત'

લીલુંછમ સાવ કૂણું પાંદડું તોડ્યાની આખી વાત, મેં સૌ ઝાડની છુપાવી છે,
ને ગમતું એક પંખી બાનમાં રાખ્યાની આખી વાત, મેં સૌ ઝાડથી છુપાવી છે

ઘણાયે વ્હા'લથી જ્યાં વૃક્ષને વાવ્યાં હતાં, પાણીય સીંચ્યું, એ જ ઉપવનમાં પછી,
બહુ ઠંડા દિલે દિવાસળી ચાંપ્યાની આખી વાત, મેં સૌ ઝાડથી છુગાવી છે.

મને પૂછી રહ્યા છે પર્ણ, ફૂલો, ડાળખી આ સ્તબ્ધતાનો અર્થ ને હું ચૂપ છું,
કુહાડીનું ઘરે મ્હેમાન થઈ આવ્યાની આખી વાત, મેં સૌ ઝાડની છુપવી છે.

બધા વૃક્ષો કનેથી બંધ આંખે નીકળ્યો છું, કોઈ થી મેં આંખ મિલાવી નથી,
આ મારી આંખમાં એક ઝાડવું ઊગ્યાની આખી વાત, મેં સૌ ઝાડથી છુપાવી છે.

## પ્રફુલ્લા વોરા

સ્હેજ બારી ખૂલતાં ટહુકી ગઝલ,
તાજ થઈને ઝળહળી શાહી ગઝલ.

હો ભલે બંજર બની આ ભોમકા,
બસ તરસ લાગી અને પીધી ગઝલ.

કે અષાઢી આભ શો કાગળ ફળ્યો,
લ્યો હવે ઝરમર બની વરસી ગઝલ.

કંટકોની ના હવે તો બીક છે,
મખમલી ચાદર સમી ઓઢી ગઝલ

પી શકો તો પી જુઓ આ શબ્દને,
મધઝરંતી મસ્ત ને મીઠી ગઝલ.

સાત સૂરનો લય સતત ઘૂંટ્યા પછી,
જિંદગીના સાજ પર છેડી ગઝલ.

સત્ય-શિવ-સુંદર બની આ જાતરા,
બ્રહ્મરૂપે જ્યારથી પૂજી ગઝલ.

## તગજી બારોટ 'તખત'

માણસાઈથી મઢેલી હોય છે,
ઝૂંપડીમાં પણ હવેલી હોય છે.

આ પરાકાષ્ટા હશે સૌંદર્યની,
શર્મથી આંખો ઝુકેલી હોય છે.

રોજ 'મા' ચુલા કને સળગે જુઓ,
રોજ ખાલીખમ તપેલી હોય છે.

રાતની કાળાશ અમથી હોય ના,
આગ એમાં પણ ઊઠેલી હોય છે.

સાંભળીતી 'મા' કનેથી સાંભરે છે,
વાત પણ કેવી રસીલી હોય છે !

ખૂબ મોટા ખોરડાની વેદના,
સોંસરી રાયો પડેલી હોય છે.

સાવ નક્કર સત્યને જોઈ શકે,
આંખ અંદર ઊઘડેલી હોય છે.

## ડૉ. ધૈવત શુક્લ 'આનંદ'

સાચું ખોટું, પરદા પાછળ,
આ મુખોટું, પરદા પાછળ.

આંસુ ભીતર, યાદો ભીતર,
કેવું જોટું, પરદા પાછળ,

પાણી થઈને, પાણી માગે,
આ પરપોટું, પરદા પાછળ.

આખા રણમાં, આંખો ભીની,
કોરી દોટું, પરદા પાછળ.

છે 'આનંદે', રાતુંમાતું,
ઊંડી ચોટું, પરદા પાછળ.

## તથાગત પટેલ

આંખનું એ કામ છે તો ભોગવે,
એ જ સળગાવે અને એ ઓલવે.

બોલબાલા ચોતરફ છે એમની,
ધાક તો જો એ હવાપણ ખોરવે.

જાણકારી એટલી તો છે બધે,
તોય તરસ્યાં લોકને એ ભોળવે.

ડાળ સૂકી છે છતાં પણ જો હજી,
આ ઉનાળો એકલીને શોષવે.

માનવી છે માણસાઈને પકડ,
કોઈ માટે ક્યાં અલગ છે રોપ-વે.

## ઋષિરાજ જાની

એક પંખી ઝાડને છોડી ગયું છે ત્યારથી,
સાવ રડમસ ઝાડવું સૂનું થયું છે ત્યારથી.

આંખ નેવાં જેમ ટપકે છે સતત એકાંતમાં,
એક વાદળ પ્રેમનું વરસી ગયું છે ત્યારથી.

પાન પીળા છે છતાં લાગે ધબકતું ઝાડવું,
એક ટીપું ઓસનું ડાળે ઠર્યું છે ત્યારથીય

હોઠ તલપે વાત કહેવા રાતની જે વણકહી,
સૂર્યનું અંતિમ કિરણ ત્યાં આથમ્યું છે ત્યારથી.

જિંદગીની ક્યારીઓ સીંચી હતી આંસુ થકી,
પ્રેમનાં સપનાનું ઉપવન પાંગર્યું છે ત્યારથી.

## દિનેશ ડોંગરે 'નાદાન'

જીવન વસમું જણાયું છે, ઘડીભર શ્વાસ લેવા દો,
બહુ થાકી જવાયું છે, ઘડીભર શ્વાસ લેવા દો.

ઘણાં આવ્યા-ગયા તો પણ તમારું આગમન અહીંયા,
બધા કરતા સવાયું છે, ઘડીભર શ્વાસ લેવા દો.

હવે કળ એની વળવામાં સમય પણ લાગશે ખાસ્સો,
હૃદય પાછું ઘવાયું છે, ઘડીભર શ્વાસ લેવા દો.

જુઓ ડગલેને પગલે એક સીતાનું હરણ થાતું,
અને ઘાયલ જટાયુ છે, ઘડીભર શ્વાસ લેવા દો.

અગર સાચું કહી દઉં તો તમે વર્તન કરો છો તે,
અકળ ને ઓરમાયું છે; ઘડીભર શ્વાસ લેવા દો.

ફરીથી એક રામાયણનું સર્જન છે હવે નિશ્ચિત,
ફરીથી મૃગ હણાયું છે, ઘડીભર શ્વાસ લેવા દો.

જગતને પોતીકું સમજી તમે ભ્રમમાં રહ્યા 'નાદાન',
બધું અહીંયા પરાયું છે, ઘડીભર શ્વાસ લેવા દો.

## હેમંત ગોહિલ 'મર્મર'

વાત કેવળ ઝાડવું ઉજેરવાની છે,
હા, પછી તો ડાળ ટૌકા વેરવાની છે.

લાવ, ઇસ્ત્રી ફેરવી દઉં દેશભક્તિને,
ફક્ત પ્રસંગ પૂરતી એ પ્હેરવાની છે !

તાર તો ઔરંગઝેબી જીવ છે પાક્કો,
જે કલા છે એ તો કેવળ ટેરવાની છે.

સાબદા સૌ થાવ સપનાં વીણવા માટે,
રાત એની પાંખને ખંખેરવાની છે.

સ્હેજ અડક્યાનો થયો આરોપ, તેથી તો -
ફૂલની સુગંધ વાને ઘેરવાની છે.

પોતપોતાના ઘરોમાં બંધ રે'જો સૌ,
એક ઇચ્છા શ્વાસને ઉશ્કેરવાની છે.

## શ્યામ ઠાકોર

રોજ આવું છું અહીં ધસમસ નદીના કારણે,
વ્હેણ બસ જોયા કરું છું લાગણીના કારણે.

કાન પકડી વાત ફૂલોએ કબૂલી આખરે,
બાગમાં છે મ્હેક આજે છોકરીના કારણે.

ઝાડ નાહક સીમના ધિક્કારનું કારણ બન્યું,
તાપમાં તતડી ગયેલી ડાળખીના કારણે.

એજ બ્હાનું કાઢશે ભીની હવા જોજો તમે,
સાંજના આવી શકી ના માંદગીના કારણે.

એકબીજાની મળે છે હૂંફ બેઠા એટલે,
આપણે બેઠા નથી કૈં તાપણીના કારણે.

## પારુલ એચ. ખખ્ખર

હર વાતે વળ ખાય લાગણી,
કેમે ના સમજાય લાગણી.

પથ્થર વચ્ચે ફાટ શોધતી,
કૂંપળ શી ફણગાય લાગણી.

થાગડથીગડ કેટકેટલી !
સાંધી ના સંધાય લાગણી.

ઠુકરાવી ને માન-મરતબો,
દાસી થઈ પૂજાય લાગણી.

અબ તો કણકણ કર્યે છૂટકો,
ઝંઝા સમ અફળાય લાગણી.

આંટી પડતી, ગાંઠ છૂટતી,
મન ચરખે કંતાય લાગણી

છો ને ભીડો દ્વાર આગળા,
મારગ કરતી જાય લાગણી.

## ડૉ. કાલિન્દી પરીખ

સોનું થૈ ગ્યું તાવેલું મન,
ઓગળી ગ્યું કથરેલું મન.

મૃગજળમાં ડૂબેલું મન,
દોડશે ભટકેલું મન.

સંતનું વાચી શકો છો,
શિશુ જેવું સહેલું મન.

મુક્ત છે તે દેહમાં પણ,
જેનું હો મારેલું મન.

ગંદકી ભીતરે પડી છે,
ઉપરથી છે ઠારેલું મન.

ના હયાતી ક્યાંય એની,
મનથી છે કંડારેલું મન.

### ડૉ. કાલિન્દી પરીખ

સહજ મળ્યું સુમિરન કાં વેડફું ?
શ્વાસના કિંમતી રતન કાં વેડફું ?

મરણ તો છે અવળચંડું છેવટે,
ઝૂકીને મારું નમન કાં વેડફું ?

રોજ બદલાતી જતી આ શાળ પર,
આશતંતુ વીંટી મન કાં વેડફું ?

બ્રહ્મનું વૈવિધ્ય છે સંસાર આ,
રંગબેરંગી સપન કાં વેડફું ?

પર્વ સમ આઠે પ્રહર જ્યાં વીતતા,
મોક્ષ પાછળ આ જીવન કાં વેડફું ?

## સુરેશ એમ. પરમાર 'સૂર'

ચહેરો વાંચવા જેવો હકીકતમાં મળે છે ક્યાં ?
કદી તું આયના જેવો હકીકતમાં મળે છે ક્યાં ?

સિકંદરની હથેળી પર હવા વળ ખાઈને બોલી,
ખજાનો પામવા જેવો હકીકતમાં મળે છે ક્યાં ?

કવિતાથી પ્રભાવિત થઈ કવિ પાસે ન દોડી જા,
એ ખુદની કલ્પના જેવો હકીકતમાં મળે છે ક્યાં ?

અસલમાં આ જ કારણસર કરે છે આત્મહત્યા એ,
જખમ પંપાળવા જેવો હકીકતમાં મળે છે ક્યાં ?

સકારણ મૌન સામે 'સૂર' પણ કરતો નથી ઘોંઘાટ;
શબદ ત્યાં ઘૂંટવા જેવો હકીકતમાં મળે છે ક્યાં ?

## સુરેશ એમ. પરમાર 'સૂર'

બોધ સમજાવ્યા વગર સીધી ગઝલ બોલી જજે,
વારતા માંડ્યા વગર સીધી ગઝલ બોલી જજે.

તારી ચોતરફ અહીંયા સહુ કોઈ છે ખેરખાં;
શેહમાં આવ્યા વગર સીધી ગઝલ બોલી જજે.

શક્ય છે કે ક્ષોભમાં મૂકી દે ઉત્તર પણ તને,
ખેરિયત પૂછ્યા વગર સીધી ગઝલ બોલી જજે.

શેરમાં છે કેટલું બળ એ બધા સમજી જશે,
દાદ પણ માગ્યા વગર સીધી ગઝલ બોલી જજે.

આખરે આનંદ સુધી પહોંચવાનું લક્ષ્ય છે,
દર્દને ઘૂંટ્યા વગર સીધી ગઝલ બોલી જજે.

સૂર મર્યાદા સમયની હોય જ્યારે મહેફિલે,
સાજને છેડ્યા વગર સીધી ગઝલ બોલી જજે.

## રાજુલ સુરેશ ભાનુશાલી

રોજ નવા આયામો સ્થાપો,
દર્દ, તડપ, પીડા, ઝુરાપો.

કાનાનું કૈં કાળજ કોરે...
બંસી, મથુરા ને રાધાપો !

પગલાં કોનાં ઘૂંટે આશા ?
પૂછે ફળિયું, આંગણ, ઝાંપો.

કેફી દેખો જેની તાસીર,
વાણી, વર્તન, વેણ ઉથાપો.

શબ્દોને આ આંજી દઈએ,
કાગળ, પીંછી, રંગો આપો.

એના સ્પર્શે ટહુકા ઊગ્યા.
ફૂલ્યાંફાલ્યાં કૈં આલાપો

માચીસમાંથી શાખા બોલી
ઊંબર, ટેબલ, ખુરશી, ચાંપો !

માણસ દેખી માણસ બોલે
પકડો, વીંધો, મારો કાપો !

## જિતેન્દ્ર પ્રજાપતિ

કોપી ઈશ્વરનો વછૂટ્યો છે, ખબર નહીં શું થશે ?
આજ ઘરનો મોભ તૂટ્યો છે, ખબર નહીં શું થશે ?

આફતોએ જીવ લૂંટ્યો છે, ખબર નહીં શું થશે ?
'ને મળ્યો મોકોય છૂટ્યો છે, ખબર નહીં શું થશે ?

એક તો કોરું વરસ છે ને ઉપરથી લ્યો હવે -
અશ્રુનો જથ્થોય ખૂટ્યો છે, ખબર નહીં શું થશે ?

ખાઈ ગૈ વયની ઊધઈ નખશિખ રૂડા દેહને,
પારણામાં ફણગો ફૂટ્યો છે, ખબર નહીં શું થશે ?

બાગ તો આખ્ખોય ફૂલોથી ભરેલો ત્યાં હતો,
કિસ્મતે કાંટો જ ચૂંટ્યો છે, ખબર નહીં શું થશે ?

## કિશોર જીકાદરા

નજર ઝાંખી થઈ છે પણ અડીને કહી શકું છું હું,
દુ:ખે છે કેટલું એ તરફડીને કહી શકું છું હું.

વગર બોલ્યે વ્યથાને વ્યક્ત કરવા બે જ રસ્તા છે,
કદી ડૂસકાં વડે, કાં દડદડીને કહી શકું છું હું.

પનારો કૈંક વરસોથી પડ્યો છે દર્દની સાથે,
હવે તો હાસ્યના ટુચકા, રડીને કહી શકું છું હું.

કરું જો પેરવી ખુદની, અગર હું આયના સામે,
પછી મનમેળની વાતો, લડીને કહી શકું છું હું.

પલટતી રોજ મોસમનો મને પૂરતો અનુભવ છે,
મનોરથ વાદળોના, ગડગડીને કહી શકું છું હું.

મજા કેવી પડી એ દાખલા સાથે, સભા વચ્ચે,
ખડો ના થૈ શકું તો, લડથડીને કહી શકું છું હું.

અચાનક એમની સાથે ઘરોબો તૂટવા પાછળ,
ખરું કારણ ગ્રહોને પણ નડીને કહી શકું છું હું.

તમારે જાણવું છે, કોણ છે કાતિલ, મને પૂછો,
ઘણાં નામો, અટારી પર ચડીને કહી શકું છું હું.

ડરેલો છું કબૂતર શો, ભલે લાગું અવાચક પણ,
બચાવો, એટલું તો ફડફડીને કહી શકું છું હું.

## બાલકિશન જોગી

ઘુંટાય છે ભીતર ભીતર ને બ્હાર આવતો નથી,
તું પાસ હોય એ ક્ષણે પુકાર આવતો નથી.

નથી બુઝાતી પ્યાસ ચિત્ર દોરતા તળાવનું,
રટણ કરું જો ઠંડનું તો ઠાર આવતો નથી.

દશા હવે ખરેખરી વિચારણીય આપણી,
કે કોઈનેય કોઈનો વિચાર આવતો નથી.

તું બોલ શે સુકાયું આજ તારું મોસમીપણું ?
તું આજકાલ કેમ ધોધમાર આવતો નથી ?

ફૂંકીફૂંકી ક્ષણોનાસ સૌ ઠૂંઠાને આમ ફેંકતો,
જે શોધતો રહ્યો છું એ સુમાર આવતો નથી.

રહી ને સાવ મૌન વ્યક્ત થઈ શકું પૂરેપૂરો,
રે જીવમાં હજુય એ ખુમાર આવતો નથી.

## ભૂપેન્દ્ર શેઠ 'નીલમ'

રાતની આસપાસ છે શું ?
માત્રને માત્ર પ્યાસ છે શું ?

કાળના ભાગ્યમાં વિભાજિત,
અવદશાનો પ્રવાસ છે શું ?

હાડમારી સતત ગુજારી -
જીવવાનો પ્રયાસ છે શું ?

લાગણીની કથા ભયાનક,
જ્યાં જુઓ ત્યાં વિનાશ છે શું ?

ભીંત પર છાંય જે પ્રસરતી -
પૂર્ણતમ પણ ઉદાસ છે શું ?

પ્રેમ પણ પારખી શકે ક્યાં ?
એકસરખો લિબાસ છે શું ?

સ્વપ્ન આવ્યું મધુર ફરીથી,
પૂર્ણિમા શો નિવાસ છે શું ?

છંદમાં લ્યો ગઝલ મઠારી,
એટલે તો સુવાસ છે શું ?

## ભૂપેન્દ્ર શેઠ 'નીલમ'

વાદળો જોરદાર લાવે છે,
લ્યો, વરસતાં પ્રહાર લાવે છે.

જિંદગી જીવવા સરીખા હો,
સુખ-સુગંધી બહાર લાવે છે.

વાત સમજી તરત સલામત થા,
સદ્‌વિચારો ખુમાર લાવે છે.

ઝેરના પારખાં કદી ના હો,
પારખા - અંધકાર લાવે છે.

પાળજો મૌન એટલું સારું -
વ્યર્થ શબ્દો પ્રચાર લાવે છે.

આદિને અંત સાથમાં ચાલે,
ઈશ્વરી હર કરાર લાવે છે.

રાતની કામના સફળ પ્રભુ પણ,
ફૂલ મ્હેંકી સવાર લાવે છે.

## ફિલિપ ક્લાર્ક

સાવ સાદી જિંદગી ઝંખી હતી.
એ જ વેળા લાલસા ડંખી હતી.

થાક ઉંમરનો હવે વરતાય છે,
ઝંખનાઓ એટલે જંપી હતી.

આમ તો ઘર આખુંયે ભરચક હતું,
લાગણીની એક બસ તંગી હતી.

આંખ લડતી ત્યાગ ને લાલચ તણી,
ને લડાઈ બેઉની જંગી હતી.

ઘોર અંધારું ઘુંટાતું પણ અમે,
રાતને સપના થકી રંગી હતી,

કાબરચીતરી આપણે એને કરી.
આપણી ઇચ્છા ય નવરંગી હતી.

## જગદીશ સાધુ 'પ્રજ્ઞેય'

ગામ છોડી આવતાં આપદ થઈ,
લાગણી વચ્ચે ઊભી સરહદ થઈ.

આજ એ કેવી ખબર લાવ્યો હશે ?
બોલતાં ખચકાય છે કાસદ થઈ.

ચંદ્રને કોઈ બચાવી ના શક્યું,
આભના ઘરમાં અમાસી વદ થઈ.

દ્વેષ આવે ચોર પગલે મન મહીં,
ને કરે ભંભેરણી નારદ થઈ.

આ ધરા જ્યારે બળે છે સૂર્યથી,
મેઘને બહુ વીનવે ગદ્‌ગદ થઈ.

ચાર જણ આ, ઊંચકી ચાલ્યા મને,
શ્વાસ છોડ્યો તોય ના ફુરસદ થઈ.

## નઈમ શેખ 'મસીહા'

હાલ બેહાલ છે ને હલચલ છે,
આંખ વાચાળ છે ને હલચલ છે.

વૈભવી જિંદગીની માયા જો -
સર છે સામાન છે ને હલચલ છે.

સૌ ઋજુ પ્રકૃતિના માણસ છે,
તું જ પાષાણ છે ને હલચલ છે.

દૂર હોવું એ સારી વાત નથી,
એક નિ:શ્વાસ છે ને હલચલ છે.

ક્યાં જવું, કેમ કરવું, શું કરવું ?
એવી ઘટમાળ છે ને હલચલ છે.

રોગ નખમાંય હોય નહિ એને -
દ્વેષ છે, રાગ છે ને હલચલ છે.

સ્વસ્થ ચિત્ત છે કબૂતરો પાસે,
માણસો કાગ છે ને હલચલ છે.

## મીરા આસીફ

વેરાન મારા ઘરના આંગણની વાત કર મા,
તૂટેલ દ્વાર કેરા તોરણની વાત કર મા.

થંભી જશે કદાચિત્ દુ:ખતા હૃદયની ધડકન,
તું દે દવા, દરદના કારણની વાત કર મા.

એકાંતના કિનારે બેસી નિહાળ દુનિયા,
દીવાના લોકો પાસે સમજણની વાત કર મા.

આ જિંદગી કરી દઉં બસ ઓળઘોળ તુજ પર,
તું ફૂલ કે ભ્રમરના સગપણની વાત કર મા.

સીવી લે હોઠ તારા મોસમ ભલેને છલકે,
પિંજરમાં કેદ થઈને ફાગણની વાત કર મા.

હરશ્વાસને ગઝલ 'મીરા' ઘૂંટીને પી જે,
તારી તરસના, ધારા ધોરણની વાત કર મા.

## કરસનદાસ લુહાર

આવી ગયું છે યાદ એ હું ફાળ ઘર મને,
તું આજ ઘર ભણી ફરીથી વાળ ઘર મને.

ઉંબર ને ઓસરી મહીં ઊગે છે જંગલો,
આદિમ બની રહ્યો છું હું સંભાળ ઘર મને.

પૂનમની જેમ કો'ક અહીંથી વહી જતાં -
અંધાર જેમ રહી ગયો છું ખાળ ઘર મને.

ચિતા સ્મશાનની હવે દાહક રહી નથી,
ઘરમાં જ બાળવો પડે તો બાળ ઘર મને.

## 'બેજાન', બહાદરપુર

મિશાલમાં મિશાલ બેમિસાલ એ તમે, તમે, તમે !
ખુદા જ બસ કરી શકે કમાલ એ તમે, તમે, તમે !

કળી શકે ના કોઈ આપની અકળ છટા સહેજમાં
સુરમ્ય એ તમે જ ને, કરાલ એ તમે, તમે, તમે !

જુબાન બેજુબાન, જાનદાર હર કલામ બેઅસર
ન થઈ શકે બયાન જે, ખ્યાલ એ તમે, તમે, તમે !

હથેળીમાંય ક્યાં શિકસ્તની અલપઝલપ લકીર છે,
કદી ન દઈ શકાય માત, ચાલ એ તમે, તમે, તમે !

મર્યા પછીય ક્યાં લગી મથ્યા કરે 'બેજાન' બાવરો !
મળી શકે જવાબ ના, સવાલ એ તમે, તમે, તમે !

## નીલેશ પટેલ

દિલને ઘેરી વળે છે ખાલીપો,
બહાર ક્યાં નીકળે છે ખાલીપો.

સહેજ જાગીને જ્યાં ફરું પડખું,
ને તરત સળવળે છે ખાલીપો.

શૂન્યથી થઈ જશે છલોછલ તું,
ભીતરે ખળભળે છે ખાલીપો.

તાપણું કરતા યાદ આવ્યું કે,
એમ અંદર બળે છે ખાલીપો.

રૂબરૂ મળતા નીકળ્યું તારણ,
એ પળે પીગળે છે ખાલીપો.

તેથી નિયમિત લખ્યા કરી ગઝલો,
એ રીતે નીકળે છે ખાલીપો.

## બેન્યાઝ ધ્રોલવી

ગાંઠ સુખદુખની પડેલી જોઉં છું.
આંસુની ગૂંચો ઉકેલી જોઉં છું.

આમ નકશીદાર રસ્તા ઓસના,
આમ ફૂલોની હવેલી જોઉં છું.

શ્વાસના પાસા તમે ફેંકી જુઓ,
જીવની શતરંજ ખેલી જોઉં છું.

વસ્ત્રનું આકાશ ફળિયે પાથરી,
પંખીના ટહુકા હું મેલી જોઉં છું.

જો તિમિરનું શ્હેર ચક્કાજામ છે,
તારલાની ભવ્ય રેલી જોઉં છું.

શબ્દની 'બેન્યાઝ' ભીંતો લીલીછમ,
વેલ ગઝલોની ઊગેલી જોઉં છું.

## સિકંદર મુલતાની

કાંકરી ફેંકું... કશું જળમાં ઊગે,
કૈંક કિસ્સાઓ જૂનાં પળમાં ઊગે.

ઠેલતો જેને રહ્યો હું હરવખત,
એ ઇજન આંખોનું કાજળમાં ઊગે.

છાલકો મારી... જે છબછબિયાં કર્યાં,
એ જ ઘટના રેતનાં સળમાં ઊગે.

જે વસંતોમાંય ના ખીલી શક્યાં,
પ્રેમનાં એ ફૂલ ઝાકળમાં ઊગે.

થૈ ગયાં છે જળ બધાં મૃગજળ હવે,
એક અફવા એવી બાવળમાં ઊગે.

કાં 'સિકંદર' તટ ઉપર બેસી રહ્યો ?
શું પ્રતીક્ષા કોઈ... ખળખળમાં ઊગે ?

## ગિરીશ પરમાર

ચાર ડગલાં ચાલતા હાંફી જવાશે.
શ્વાસને સંભાળતા હાંફી જવાશે.

કોઈ વેળા હાથથી છૂટી ગયેલો,
એક મોકો ઝાલતા હાંફી જવાશે.

આ વખત દુષ્કાળ એવો આવવાનો,
વૃક્ષ બોલ્યું : 'ફાલતા હાંફી જવાના.'

એ ક્ષણો પાછી ફરી તાજી થઈ છે,
આજ પાછી ટાળતા હાંફી જવાશે.

તું નદીં પર આડબંધો ખૂબ બાંધે,
આંસુઓને ખાળતા હાંફી જવાશે.

થાક મેળાનો મને લાગે નહીં હોં,
સાથ તું છે, મ્હાલતા હાંફી જવાશે.

એ ઘરેથી નીકળ્યા પિયર જવાને,
આ જ પાછા વાળતા હાંફી જવાશે.

સાવ પોલાદી અને નક્કર ઘણુંએ,
શબ અમારું બાળતા હાંફી જવાશે.

## રાજેશ વ્યાસ 'મિસ્કીન'

વળાંક લઈને અચાનક તેં આંચકા આપ્યા,
ઓ સરળ શ્વાસના ચાહક તેં આંચકા આપ્યા.

લખીને કેવું કથાનક તેં આંચકા આપ્યા,
થયા કરે છે કે નાહક તેં આંચકા આપ્યા.

બધા જ રાગ-પ્રહર ખૂબ જાણતો'તો છતાં,
જીવન વીણાના હે વાદક, તેં આંચકા આપ્યા.

કચાશ ક્યાંય નહીં શ્રેષ્ઠ તેં કર્યા સર્જન,
છતાંય વિશ્વના સર્જક તેં આંચકા આપ્યા.

કદીક આંસુઓ સસ્પેન્સ, થ્રીલર, કૉમેડી,
ઓ એકપાત્રીય નાટક તેં આંચકા આપ્યા.

હવે ન વાંચ ભૃગુસંહિતા ઉઘાડીને,
તને જ કર્મથી જાતક તેં આંચકા આપ્યા.

દરેક વખતે વીજળીની સાથ ઝબકીને,
તરસના માર્યા ઓ ચાતક તેં આંચકા આપ્યા.

## રાજેશ વ્યાસ 'મિસ્કીન'

એ જ રણકો - સ્મિત ખળખળતા ઝરણ પાછાં મળ્યાં,
દૂર જે ભટકી ગયા'તા એ હરણ પાછાં મળ્યાં.

ફોન વરસો બાદ ઓચિંતો મળે ઘટના ગજબ,
આમ વીતેલા વરસ, દિવસો ને ક્ષણ પાછા મળ્યાં.

યાદ ક્યાં રહેતું હતું કઈ ચીજ ક્યાં મૂકી હશે ?
તું મળી ગઈ તો રજેરજના સ્મરણ પાછાં મળ્યાં.

કોઈનું હોવું કરી દે છે ધબકતું કેટલું
એ ગલી, એ ઘર અને વાતાવરણ પાછાં મળ્યાં.

હા, હતા રઝળી પડ્યા પણ જ્યાં મળી એની મહેક,
ને પછી રસ્તો - દિશા - મંઝિલ - ચરણ પાછાં મળ્યાં.

# ગુજરાતી ગઝલની વિકાસયાત્રાની ઝલક

**રાજેશ વ્યાસ 'મિસ્કીન'**

આજના સેમિનારના માનનીય અધ્યક્ષશ્રી ભાગ્યેશ જહા, ઉદ્ઘાટક શ્રી હર્ષ બ્રહ્મભટ્ટ, અતિથિવિશેષ શ્રી મનુભાઈ ચૌધરી અને વડીલો તથા મિત્રો. ગાંધીનગરની સંસ્કૃતિ સંસ્થા અને ગુજરાત સાહિત્ય અકાદમીના સંયુક્ત ઉપક્રમે ડૉ. પી. કે. ચૌધરી મહિલા આર્ટ્સ કૉલેજ ખાતે યોજાયેલા ગઝલની યાત્રા એ વિષય ઉપરના આ સેમિનારનમાં મારે ગુજરાતી ગઝલની વિકાસયાત્રા વિશે આપની સાથે વાત કરવાની છે.

*ગંગોત્રીથી ગંગા સાગર સુધી*
*ગુજરાતી ગઝલની વિકાસયાત્રા.*

**- રાજેશ વ્યાસ મિસ્કીન**

ગુજરાતી ગઝલની વિકાસયાત્રા વિશે આ ૩૦ મિનિટમાં જો વાત કરવી હોય તો આ યાત્રા ગંગોત્રીથી ગંગાસાગર સુધીની છે એમ કહી શકાય. ડિસ્કવરી ચેનલ પર ગંગા નદી વિશેની ફિલ્મ તમે સૌએ જોઈ જ હશે. ગંગોત્રીથી ખળખળતા-ધસમસતા નીકળેલા ગંગાના પાણી ઋષિકેશ અને હરદ્વાર સુધીમાં તો એક નદી બની જાય છે. કંઈકેટલાય પવિત્ર સંગમો રચતા રચતા કુંભના મેળાઓ ભરાતા-ભરાતા પવિત્ર તીર્થોનું સાંનિધ્ય માણતાં-માણતાં ગંગાના જળ મહાસાગર બની જાય છે અને કહેવાય છે ગંગાસાગર. કહેવાય છે કે અડસઠ તીરથ બાર બાર, ગંગા એક બાર... હું આ અડસઠ તીરથ અને ગંગાસાગર સુધીની યાત્રા ૨૫ મિનિટમાં કહેવાનો પ્રયત્ન કરીશ.

ગઝલની ગંગા ગુજરાતી ભાષામાં પ્રગટી ત્યારથી તીર્થસ્વરૂપ અનેક ગઝલકારો કુંભના મેળાની જેમ અનેક સમયગાળા, આધુનિક-અનુઆધુનિક પરંપરા વગેરે અને બે પેઢીઓના નિરૂપણ, ભાષા અને વિષયની દૃષ્ટિએ અનેક ત્રિવેણી સંગમો રચીને આ યાત્રા આગળ વધે છે.

ગુજરાતીમાં કહેવત છે કે સાધુનું કુળ અને નદીનું મૂળ શોધવા ન જવાય. એ સાધુમાં જે સાધુત્વ પ્રકટ્યું છે એ જ તેનું અસલ કુળ છે અને નદીમાં જે જળતત્ત્વ પ્રકટ્યું છે તે જ તેનું મૂળ છે. ખળખળ વહેવું એ જ નદીનું મૂળ છે. ગુજરાતી ગઝલની પરંપરા વિશે જ્યારે કશું પણ વિચારવા કે બોલવા બેસું છું ત્યારે આ કહેવત યાદ આવી જાય છે અને છતાં ગુજરાતી ગઝલના મૂળ સુધી જવા મેં પ્રયત્નો કર્યા છે. એક નદીનું મૂળ શોધવા જઈએ અને ઝરણું દેખાય. ઝરણાનુંય મૂળ શોધવા જઈએ અને ટીપે ટીપે ટપકતું પાણી દેખાય અને એ ટીપે ટીપે ટપકતું પાણી થોડા કિલોમીટરની યાત્રા કરીને ગંગાસાગર બની જાય. મને આ આખી વાત રોમાંચક લાગે છે.

ભારતમાં ગઝલના પ્રવેશની કથા જાણીતી છે. ગુજરાતમાં ગઝલ મધ્યકાલીન યુગમાં એટલે કે દયારામના સમયમાં આવી એમ કહી શકાય. જોકે તે પહેલાં જૈન સાધુઓએ પણ ૧૮મા સૈકામાં ગઝલનું ખેડાણ કર્યું હતું તેવું જાણવા મળે છે પણ ગુજરાતમાં ખરેખર ગઝલનો આરંભ બાલાશંકર કંથારિયાથી થયો એમ કહી શકાય.

*જિગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે,*
*બધા સંસારથી એ પાર બેદરકાર જુદો છે.*

*શીખે જો પ્રેમ પૂરો તો જ અચળ આ ભેદ પામે તું,*
*નથી ત્યાં પ્રેમ જ્યાં છે ભેદ એ વ્યવહાર જુદો છે.*

*થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સર્વેથી,*
*મહામસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જુદો છે.*

આવી જ એક બીજી ગઝલ બાલાશંકરની છે તેના થોડાક શેરો જોઈએ –

*ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે,*
*ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે.*

*દુનિયાની જૂઠી વાણી વિશે જો દુઃખ વસે છે,*
*જરાય અંતરે આનંદ ના ઓછો થવા દેજે.*

*વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,*
*ઘડી જાયે ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે.*

*કટુ વાણી સૂણે જો કોઈની, વાણી મીઠી કહેજે,*
*પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.*

*અરે ! પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તો,*
*ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.*

*રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે,*
*જગત બાજીગરીનાં તું બધાં છલબલ જવા દેજે.*

ગઝલ ગુજરાતીમાં આવી એ મધ્યકાલીન યુગનો અંત ભાગ છે. મધ્યકાલીન યુગ એટલે ભક્તિયુગનો અંત સમય. નર્મદ અને દલપતના સુધારક યુગની શરૂઆત થઈ રહી હતી અને ત્યારે બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા સંપૂર્ણ રીતે હાફિઝની ગઝલોથી પ્રભાવિત થાય છે. ખ્વાજા શમ્સુદ્દીન મોહમ્મદ હાફિઝ શિરાઝી યાને કે હાફિઝ. બાલાશંકરે શિરાઝ અને રુકનાબાદના વાતાવરણને ગુજરાતમાં ઊભા કરી આપ્યા. ગુજરાતીમાં હાફિઝની ગઝલોનો અનુવાદ અને તેના પગલે પગલે બાલાશંકરની ગઝલો પ્રગટે છે. બાલાશંકરના પિતા શ્રી વિદ્યાના ઉપાસક હતા. બાલા ત્રિપુરસુંદરીની કૃપાથી પુત્રનો જન્મ થયો હોવાથી તેમણે પુત્રનું નામ બાલાશંકર પાડ્યું હતું. આમ, ગુજરાતી ગઝલને ગળથૂથીમાં જ અધ્યાત્મ મળ્યું છે. આથી ગુજરાતી ગઝલે તેની શરૂઆતથી જ 'ઇશ્કે હકીકી' અને 'ઇશ્કે મિજાજી' ઉપરાંત જીવનના વિવિધ પાસાંઓને અને તેના ભાવોને ગઝલમાં પ્રગટાવ્યા છે. ગઝલ આમ શરૂઆતથી જ તેની ક્ષિતિજો વિસ્તારતી રહી છે. કાફિયા, રદીફ, છંદ, મત્લા, મક્તા વગેરેની દૃષ્ટિએ તેના મૂળ સાથે જોડાયેલી રહી, પરંતુ એની વસ્તુ, એના શબ્દપ્રયોગો, તેની અર્થચ્છાયાઓ સાવ બદલાઈ ગયા. બાલાશંકર જન્મજાત ગઝલકારની પ્રતિભા ધરાવતા હતા અને મણિલાલ નભુભાઈ દ્વિવેદીમાં અભ્યાસનું ઊંડાણ હતું. મણિલાલ અને બાલાશંકર બંને ગુજરાતી ગઝલોના આરંભકો છે. મણિલાલની ગઝલનો પહેલો મિસરા તો કહેવત જેવો બની ગયો છે.

*કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.*

ગઝલના આરંભક તરીકે આ બે નામ છે અને આ બંનેએ જે રચના કરી તેમાં બાલાશંકરની 'ગુજારે જે શિરે' ગઝલ અને તેના પ્રત્યેક મિસરા ગુજરાતીમાં કહેવતરૂપ બની ગયા છે. ગુજરાતી ભાષામાં સાહિત્યના યુગ પાડવામાં આવે તો

આદ્યકવિ નરસિંહ મહેતાનો યુગ તે પ્રથમ યુગ અને એ યુગની વિશેષતા છે નિ:સ્વાર્થ ભક્તિ અને સરળ ભાષા. બીજો યુગ પ્રેમાનંદનો યુગ કહેવાય. આ યુગમાં ભક્તિની સાથે સાથે ઇષ્ટદેવના પરાક્રમનું વર્ણન, ઇષ્ટદેવના યશોગાનનું વિસ્તૃત વર્ણન આખ્યાન સ્વરૂપે ગુજરાતી સાહિત્યમાં આવે છે. ત્રીજા યુગને હું બાલાશંકરનો યુગ કહું છું. ગુજરાતી શિષ્ટ સાહિત્યમાં બાલાશંકરે ગુજરાતી ગઝલનો પાયો નાખ્યો છે તો મણિલાલ દ્વિવેદીએ એ પાયાનો મજબૂત કર્યો છે, સ્થિર કર્યો છે અને ગુજરાતી ગઝલને પ્રચલિત અને લોકપ્રિય કરી આપી છે કલાપીએ.

આધુનિક કવિતાના પ્રવાહમાં જયંત પાઠક જણાવે છે તેમ બાલાશંકર, મણિલાલ અને કલાપી આ ત્રણેયમાં રચનાની વિપુલતા, અર્વાચીનતા અને લોકપ્રિયતાની દૃષ્ટિએ કલાપી પ્રથમ આવે. દલપતરામ કરતાં કલાપીની કવિતા ઘણી આગળ નીકળી જાય છે. ગુજરાતના સારસ્વત ઉમાશંકર જોશી કહે છે તેમ, ગુજરાતી સાહિત્યમાં બાલાશંકરનું સ્થાન અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં ટોમસ ગ્રેનું જેવું છે એવું કંઈક રહેશે. ગઝલના આ પ્રારંભની પ્રક્રિયામાં જે મહત્ત્વનાં નામો છે તેમાં અમૃત કેશવ નાયક, ડાહ્યાભાઈ દેરાસરી બુલબુલ, ખબરદાર, જગન્નાથ ત્રિપાઠી 'સાગર', શંકરલાલ પંડ્યા, મણિકાંત વગેરે છે. અમૃત કેશવ નાયકના ગઝલના બે શેર જોઈએ. જાણે કોઈ આજના ગઝલકારે લખ્યા હોયતેટલા આધુનિક છે !

*આંખોથી વહે છે ધારા, તોયે જિગર બળે છે,*
*ચોમાસે ભરપૂરે, આકાશનું ઘર બળે છે.*

*તેજસ્વી ઘર જોશે શું કોઈ તે સનમનું ?*
*જેની ગલીમાં ઊડતા પંખીના પર બળે છે.*

ગઝલની પરંપરાને, પ્રણાલીને વિકસાવનાર આગેવાન છે હરજી લવજી દામાણી 'શયદા' અને તેમનાથી ગુજરાતમાં મુશાયરાની પરંપરા શરૂ થાય છે. સદ્ભાગ્યે શયદા, સાબિર, સગીર, નસીમ જેવા ગઝલકારો ગઝલના છંદશાસ્ત્રના ઇલ્મે અરૂઝના જાણકાર અને અભ્યાસુ છે. એ સમયના ગાળામાં મગનભાઈ ભુદરભાઈ પટેલ 'પતીલ' ગઝલમાં સંસ્કૃતવૃત્તોનો પ્રયોગ કરે છે. શાહબાઝ પંચપદીના પ્રયોગ દ્વારા ગુજરાતી સાહિત્યમાં સૂફી પરંપરાના શિખર જેવી ગઝલો, પંચપદી અને કાવ્યો આપે છે. શયદા ગુજરાતી ગઝલને લોકોના હૃદય સુધી પહોંચાડે છે, લોકોના હોઠે રમતી કરે છે. ગઝલને સાચા અર્થમાં 'ગુજરાતણ' બનાવે છે. આ સમયગાળાના થોડાક ગઝલકારોના શેર જોઈએ.

*તમે શોધો તમોને એ જ રીતે,*
*હું ખોવાયા પછી મુજને જડ્યો છું* - *શયદા*

*અપમાન સાથ કાઢો છો ઘરમાંથી આજ પણ,*
*આંસુ બનીને આપની આંખોમાં આવશું*

**- શયદા**

* * *

*દશ્યો જુદાં છે, ચિત્ર છે એક જ નિસર્ગનું,*
*કન્દીલ છે ભિન્ન રંગની એક જ ઉજાસ છે.*

**- નસીમ**

* * *

*ચાહ્યું હતું જીવનનું તે ઘડતર ન થઈ શક્યું,*
*એક રણ હતું, તે રણમાં સરોવર ન થઈ શક્યું*

*હરદમ ગુલાબો છાબભરી વહેંચતો રહ્યો,*
*માળીથી તાજું પુષ્પોનું અત્તર ન થઈ શક્યું.*

**- સાબિર વટવા**

ગુજરાતીમાં ગઝલપ્રવૃત્તિ અને ગઝલનો સુવર્ણકાળ એટલે મારી દૃષ્ટિએ શયદા, શૂન્ય, મરીઝ, ઘાયલનો સમયગાળો. આ સમયના નોંધપાત્ર ગઝલકારોમાં આસિમ રાંદેરી, અમીન આઝાદ, અકબરભાઈ જસદણવાલા, સૈફ પાલનપુરી, શૂન્ય, ઘાયલ. રુસ્વા, મરીઝ, રતિલાલ 'અનિલ', ગની દહીંવાલા, બરકત વિરાણી 'બેફામ', કિસ્મત કુરેશી, મકરંદ દવે, મહેન્દ્ર સમીર, ગાફિલ, હરીન્દ્ર દવે, સાકિન કેશવાણી, ભગવતીકુમાર શર્મા, મનહરલાલ ચોકસી, વજ્ર માતરી, શેખાદમ આબુવાલા. જલન માતરી વગેરે ગણાવી શકાય. આ પરંપરાનો છેલ્લો સિતારો જલન માતરી અત્યારે હયાત છે.

ગુજરાતનું સુરત શહેર જાણે ગુજરાતી ગઝલકારો માટે હિમાલય શિખર બને છે. મરીઝ, ગની દહીંવાલા, રતિલાલ 'અનિલ' અમીન આઝાદ, ભગવતીકુમાર શર્મા વગેરે ગઝલકારો એ ભૂમિ ઉપર સતત કાર્યરત છે. પાલનપુરની ભૂમિનું નામ પ્રત્યેક ગુજરાતીના હૃદયમાં રમતું કરે છે પાલનપુરી શાયરો. જેમાં શૂન્ય પાલનપુરી, સૈફ પાલનપુરી અને ઓજસ પાલનપુરી મુખ્ય ગણાવી શકાય. ઓજસ પાલનપુરીનું અકાળે અવસાન થયેલ છે. શૂન્ય પાલનપુરી અને સૈફ પાલનપુરી ગુજરાતી ગઝલ

અને મુશાયરાની ધુરા સંભાળી લે છે. શૂન્ય પાલનપુરી ગુજરાતી ગઝલના વિવિધ મોખરાની હરોળના શાયર છે. ગુજરાતી ગઝલને છંદ અને ગઝલના વિવિધ અંગોથી પરિચિત કરવાનું કામ તેમણે 'અરુઝ' ભાગ-૧ દ્વારા કર્યું છે. બાલાશંકર કંથારિયા ગુજરાતી ભાષામાં હાફિઝને લઈને આવે છે તો શૂન્ય પાલનપુરી ઉમર ખૈયામની રૂબાઈનો ઉત્તમ અનુવાદ આપે છે. આ અનુવાદ અનુસર્જન (ટ્રાન્સક્રીએશન)ની ભૂમિકાએ પહોંચે છે. એક રૂબાઈ જોઈએ.

*જો સુરા પીવી જ હોય તો શાનની સાથે પીઓ,*
*કાં પ્રિયા કાં યાર બુદ્ધિમાનની સાથે પીઓ.*

* * *

*ખૂબ પી ચકચૂર થઈ, જગતનો તમાશો ન બનો,*
*કમ પીઓ, છાની પીઓ પણ ભાનની સાથે પીઓ.*

* * *

*કદમ અસ્થિર હો એને કદી રસ્તો નથી જડતો,*
*અડગ મનના મુસાફરને હિમાલય પણ નથી નડતો.*

* * *

*આવ્યા, તમાશો જોયો અને લીન થઈ ગયા,*
*ભૂલી ગયા કે પાછા જવાનું છે ઘેર પણ.*

**- શૂન્ય પાલનપુરી**

ભાષાનો છોછ રાખ્યા વગર તળપદી ભાષાથી લઈને ઇંગ્લિશ શબ્દ સુધીના કાફિયા પ્રયોજીને સતત ગઝલનું ખેડાણ અમૃત ઘાયલ આ સમયગાળામાં કરે છે. કાફિયાવૈવિધ્યની દૃષ્ટિએ તેમનું નોંધપાત્ર પ્રદાન છે, પરંતુ તેમણે છંદવૈવિધ્ય અને ભાષાપ્રધાન ગઝલ દ્વારા ગઝલનું એક ઉત્તુંગ શિખર સર કર્યું છે.

ગુજરાતી ગઝલક્ષેત્રે એક બહુ મોટો ચમત્કાર એટલે મરીઝ. ગઝલ એટલે બેતબાજી. ગઝલ એટલે સભારંજની તેવી વાતો કરનારનાં મોઢાં સીવી લે તેવી ચિંતનપ્રધાન ગઝલો લઈને આ સમયગાળામાં પ્રગટ થાય છે મરીઝ. મરીઝ એક એવું નામ છે, જેની પાસે ગઝલના ચાહકો જ નહીં, ગઝલકારોના પણ મસ્તક નમે છે.

*કોણ કહે છે કે જુદાઈમાં સમય વીતતો નથી,*
*અહીં તો લાગે છે કે સદીઓની સદીઓ ચાલી ગઈ.*

*

*સુરાથી લઈને મેં કોશિશ કરી નમાઝ સુધી,*
*પણ એકસરખી કશામાં મજા નથી મળતી.*

*એ ન કહે તું ક્યાં નથી, લે હું કહું તું જ્યાં નથી,*
*મારી સમજમાં કાં નથી, આવ સમજમાં આવ તું.*

કેટકેટલા નામો યાદ આવી રહ્યા છે - અકબરઅલી જસદણવાલા, અમર પાલનપુરી, અમીન આઝાદ, આસિમ રાંદેરી, ઇજન ધોરાજવી, ઓજસ પાલનપુરી, અંબાલાલ ડાયર, કપિલરાય ઠક્કર 'મજનુ', કાબિલ ડેડાવણી, કામિલ વટવા, કિસ્મત કુરેશી, કુતૂબ આઝાદ, ખલિશ બડોદવી, ગની દહીંવાળા, ચંદ્ર પરમાર, જટિલ, જમિયત પંડ્યા 'જિગર', જયંતીલાલ દવે 'વિશ્વરથ', જલન માતરી, દીપક બારડોલીકર, નઝર તુરાવા, નઝીર ભાતરી, નસીમ, નાઝિર દેખૈયા, નાદાન, નૂર પોરબંદરી, નૂરી, બદરી કાચવાળા, ડૉ. બટુકરાય પંડ્યા, બરકત વીરાણી 'બેફામ', મકરન્દ દવે, પતીલ, મધુકર રાંદેરિયા, મનહર ચોક્સી, મનહર દિલદાર, મનુભાઈ ત્રિવેદી 'ગાફિલ', મરીઝ, મસ્ત હબીબ સારોદી, મુકબિલ કુરેશી, રતિલાલ 'અનિલ', રુસ્વા મઝલુમી, રોશન ગુજરાતી, વલી લાખાણી, વેણીભાઈ પુરોહિત, ઉશનસ્, શવકીન જેતપુરી, શાહબાઝ, સાકિન કેશવાણી, સીરતી, સૈફ પાલનપુરી, સૈયદ રાઝ, હસનઅલી નામાવટી. કેટકેટલાં નામો ગણાવી શકાય.

ગુજરાતી ગઝલના ગગનમાં અસંખ્ય સિતારાઓ છે. દરેકે પોતપોતાના ગજા પ્રમાણે પ્રકાશ પાથર્યો છે. આકાશના તારાઓની બાબતમાં એમ કહેવાય છે કે સૂર્ય-ચંદ્ર-મંગળ-ગુરુ-ધ્રુવ અને બીજા થોડાક તારાઓ જાણીએ છીએ. ઘણાંનું અજવાળું તો હજી પૃથ્વી ઉપર પહોંચ્યું પણ નથી. ઘણાં સિતારાઓ નરી આંખે દેખાય તેમ પણ નથી. ગુજરાતી ગઝલની વિકાસયાત્રાના બીજા તબક્કા તરફ ઊડતી નજર કરીએ.

બીજા તબક્કાની ગઝલ નદીની રેતમાં રમતાં નગરની ગઝલો છે. નગરસંસ્કૃતિની ગઝલો છે. ભાષા અને વિષયોનું વૈવિધ્ય ધરાવતી ગઝલો છે. આ ગાળાના મહત્ત્વના ગઝલકારો આદિલ મન્સૂરી, રાજેન્દ્ર શુક્લ, ચિનુ મોદી, મનોજ ખંડેરિયા, મનહર મોદી, રમેશ પારેખ, શ્યામ સાધુ, જવાહર બક્ષી, કૈલાસ પંડિત વગેરે ગણી શકાય. આ સમયગાળામાં ગીત અને ગઝલ લખતા હોય એવા પણ સફળ ગઝલકારો છે જેમાં ભગવતીકુમાર શર્મા, હરીન્દ્ર દવે, હરિકૃષ્ણ પાઠક, માધવ રામાનુજ, વિનોદ જોશી કહી શકાય.

ગઝલકારોના જુદા જુદા સમયગાળાને નામ આપવામાં સૌથી મોટી વાત એ છે કે માત્ર ગઝલની ભાષા કે વિષયને આધારે ગઝલ કયા સમયગાળાની હશે તે નક્કી નથી થઈ શકતું. બે શેર ઉદાહરણ તરીકે જોઈએ –

*આંખોથી વહે છે ધારા, તોયે જિગર બળે છે,*
*ચોમાસે ભરપૂરે, આકાશનું ઘર બળે છે.*

**- અમૃત કેશવ નાયક**

*જ્યારે પ્રણયની જગમાં શરૂઆત થઈ હશે,*
*ત્યારે પ્રથમ ગઝલની રજૂઆત થઈ હશે.*

**- આદિલ મન્સુરી**

આ પંક્તિઓના આધારે પરંપરાનો, આધુનિકનો કે અનુઆધુનિકતાનો ફરક તારવી શકાતો નથી. આદિલ મન્સૂરીએ ગુજરાતી ગઝલનો વળાંક છે. ૧૯૬૩ની આસપાસ આદિલ મન્સૂરીનો 'વળાંક' સંગ્રહ પ્રગટ થાય છે. એ સમયે અનાગતા નામની પ્રકાશન સંસ્થાના નેજા હેઠળ આ સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો. આદિલસાહેબના સ્મરણ સાથે બે શેર કહેવાનું મન થાય.

*નદીની રેતમાં રમતું નગર મળે ન મળે,*
*ફરી આ દૃશ્ય સ્મૃતિપટ ઉપર મળે ન મળે.*

* * *

*ગુજરાતીમાં ગઝલો લખતાં જર્સીમાં વરસો કાઢ્યાં,*
*આદિલજીએ હસતાં રમતાં જર્સીમાં વરસો કાઢ્યાં.*

ગઝલમાં પ્રયોગશીલતા અને પ્રયોગખોરી બંને આદિલ દ્વારા ગુજરાતી ગઝલને સાંપડે છે. એક શબ્દની ગઝલ જોઈએ –

*ઈશ્વર,*
*પથ્થર.*
*પ્રશ્નો,*
*ઉત્તર.*
*બિન્દુ,*
*સાગર.*
*માનવ,*
*પામર.*
*'આદિલ'*
*શાયર.*

ક્યારેક એક અક્ષરની રદીફ પ્રયોજે છે.

*ત્વચા થઈને શત્રુને વીંટળાય એ,*
*ને પોતાને હાથે ઉતરડાય એ.*

*કપાઈ ગઈ જીભ ઉચ્ચારની,*
*હવે ચોતરફ માત્ર સંભળાય એ.*

આદિલ મન્સૂરીનો અસલી પરિચય મળે છે ૧૯૭૦માં પ્રગટ થયેલા તેમના 'સતત' કાવ્યસંગ્રહમાં. 'મળે ન મળે' ગઝલ પણ તેમાં સમાવાયેલી છે. સંગ્રહમાં ૫૫ ગઝલો છે, પરંતુ આ ગઝલો એ આધુનિક ગુજરાતી ગઝલના જાણે જન્માક્ષર છે.

રાજેન્દ્ર શુક્લની ગઝલો વિશે જ્યારે વાત કરવાનું વિચારું છું ત્યારે બે મુદ્દા વિશે વાત કરવાનું મન થાય છે. એક એ કે બાલાશંકરથી જો ગઝલનો ઉદ્‌ભવ ગણીએ તો ગઝલને જાણે ગળથૂથીમાં જ અધ્યાત્મ અને ફિલસૂફી મળેલા છે અને બીજો મુદ્દો એ છે કે ગઝલ લાંબા સમય સુધી ઉપેક્ષિત સ્વરૂપ રહ્યું છે. આ ઉપેક્ષિત સ્વરૂપ ગળથૂથીમાં અધ્યાત્મનો રંગ પીને ઉછરેલું છે. ભાષા, રજૂઆત અને ભારતીય અધ્યાત્મિક પરંપરા સાથે ગઝલનો નાતો જોડી આપનાર રાજેન્દ્રભાઈ પાસેથી ગઝલ સંગ્રહ નહીં, 'ગઝલસિંહતા' જ મળે.

*જુદી જ તાસીર, અસર અલગ છે,*
*જુદી ભોમકા, અવાજ જુદો.*

*પ્રવાહ જુદો જુદું વહન છે,*
*જુદી ગઝલ ને મિજાજ જુદો.*

*

*પુકારો ગમે તે સ્વરે હું મળીશ જ,*
*સમયના કોઈ પણ સ્તરે હું મળીશ જ.*

જોકે આજે જે વાતો કરી રહ્યો છું એ બધી અલપઝલપ છે. પ્રત્યેક ગઝલકાર વિશે, પ્રત્યેક તબક્કા વિશે સેમિનારો ગોઠવી શકાય. એક વીખરાયેલો વીખરાયેલો તેજસ્વી ગઝલકાર એટલે શ્યામ સાધુ.

*ક્યાંક ઝરણાંની ઉદાસી પથ્થરો વચ્ચે પડી છે,*
*ક્યાંક તારી યાદની મોસમ રડી છે.*

*

*જુઓ દોસ્ત કેવી કવિતા ફળી છે,*
*મને લોહી વચ્ચે ઉદાસી મળી છે.*

*વસ્ત્ર ભીનાં હો નિતારી નાખીએ,*
*પણ ઉદાસી ક્યાં ઉતારી નાખીએ.*

પણ આ ઉદાસી શ્યામ સાધુમાં નરી Positive બનીને એક ભૂમિકાએથી પ્રગટે છે ત્યારે 'સાંજ ઢળી ગઈ' નામનો ગઝલસંગ્રહ મળે છે. આ સંગ્રહમાં ઉદાસી આવતી જ નથી. અરે, ઉદાસ કાફિયા પણ ના આવે. તેમણે પોતે પસંદ કરેલી ૫૧ ગઝલોનો આ સંગ્રહ ગુજરાતી ગઝલોનું એક મહત્ત્વનું શિખર છે.

*સ્વપ્ન પણ કેવું બરોબર નીકળ્યું,*
*મારા ઘર સામે સરોવર નીકળ્યું.*

એ પછી -

*હાથમાં કારોબાર રાખ્યો તેં,*
*ને મને બારોબાર રાખ્યો તેં.*

*એક ડગ છૂટથી ભરી ન શકું,*
*ખીણની ધારોધાર રાખ્યો તેં.*

*કોણ છું કોઈ દી' કળી ન શકું,*
*ભેદ પણ ભારોભાર રાખ્યો તેં.*

*આંખમાં દઈ નિરાંતનું સપનું,*
*દોડતો મારોમાર રાખ્યો તેં.*

*શ્વાસની સાથે જ ઉચ્છ્વાસ દીધા,*
*મોતની હારોહાર રાખ્યો તેં.*

ગઝલમાં ઝીણું નકશીકામ કરનાર મનોજ ખંડેરિયાની વિશેષતા એ છે કે તેમનો પ્રત્યેક ગઝલસંગ્રહ એક વધુ ઊંચું શિખર છે. પ્રત્યેક ગઝલસંગ્રહમાં તે પોતે પોતાને અતિક્રમી ગયા છે. કાફિયાની બાબતમાં અમૃત ઘાયલ પછી વૈવિધ્ય અને વૈપુલ્ય મનોજભાઈમાં જોવા મળે છે.

રમેશ પારેખ જેટલા સફળ કવિ છે એટલા જ સબળ ગઝલકાર પણ છે.

*આજ વરસાદ નથી એમ ના કહેવાય 'રમેશ',*
*એમ કહીએ હશે આપણે ભીના ન થયા.*

મનહર મોદીનો શેર જોઈએ –

*જીવી શકું હું કઈ રીતે તમને સ્મર્યા વગર ?*
*પાંપણ કદી ય રહી શકે મટકું ભર્યા વગર ?*

આ સમયગાળાના થોડાક ગઝલકારોના શેર જોઈએ.

*તું મને મળતી ખરી પણ મન વગર,*
*ઝાંઝવાં બનતાં સરોવર જળ વગર.*

*

*પર્વતને નામે પથ્થર દરિયાને નામે પાણી.*
*'ઇર્શાદ' આપણે તો ઈશ્વરને નામે વાણી.*

**- ચિનુ મોદી**

*ઘડીકમાં રિસાવું ! ખરાં છો તમે !*
*ફરીથી મનાવું ? ખરાં છો તમે !*
*હજી આવી બેઠાં ને ઊભાં થયાં ?*
*અમારાથી આવું ? ખરાં છો તમે !*

**- કૈલાસ પંડિત**

*હું 'હું' ક્યાં છું ? પડછાયો છું આ ઘર, ઉંબર ને ફળિયામાં,*
*હું જન્મોજનમ પરાયો છું આ ઘર, ઉંબર ને ફળિયામાં.*

*

*પછી એ દેશમાં હમ્મેશનો દુકાળ પડે,*
*જ્યાં મોર ગાય અને એને માથે ગાળ પડે.*

**- ભગવતીકુમાર શર્મા**

*ટોળાની શૂન્યતા છું જવા દો કશું નથી,*
*મારા જીવનનો મર્મ છું, હું છું ને હું નથી.*

**- જવાહર બક્ષી**

*એક એવું ઘર મળે આ વિશ્વમાં,*
*જ્યાં કશા કારણ વિના પણ જઈ શકું.*

**- માધવ રામાનુજ**

*ફાંસ જરા શી વાગી ગઈ ને વાંસ જેવડું ખટકે છે કંઈ અંદર અંદર,*
*પરબારું લે, હડી કાઢતું હાંફી જઈને અટકે છે કંઈ અંદર અંદર.*

**- વિનોદ જોશી**

ગીત-ગઝલની આભાસી આ રચના પણ ગીત અને ગઝલની લોકપ્રિયતા અને સામર્થ્ય સાબિત કરે છે.

ગઝલનો આજે જે તબક્કો ચાલી રહ્યો છે તે હવે એક વિરાટ તટ ધરાવતો પ્રવાહ બન્યો છે. અરવિંદ ભટ્ટ, અશરફ ડબ્બાવાલાથી શરૂ કરીને હર્ષ બ્રહ્મભટ્ટ, હર્ષદ ત્રિવેદી, હેમેન શાહ સુધી પહોંચતા ૧૫૧ ગઝલકારો ગ્રંથસ્થ થયેલા જોવા મળે છે. ભાવેશ ભટ્ટ, અનિલ ચાવડા, અંકિત ત્રિવેદીથી લઈને દર્શક આચાર્ય અને આજના તરોતાજા ગઝલકાર અનંત રાઠોડ સુધી બીજા લગભગ ૭૬૩ ગઝલકારો કાર્યરત છે. એ બધાના નામ બોલું તો પણ ખાસ્સો સમય જાય પણ ગુજરાતી ગઝલ આજે ૧૨૫ વર્ષે એક એવું સ્વરૂપ બનીને લોકોના હૈયે ને હોઠે રમતી થઈ છે કે એમ કહી શકાય કે ગઝલનું ભાવિ ઉજ્જવળ છે. ગઝલ જિવાતી જિંદગીના ધબકારાઓને લયબદ્ધ કરીને ચોટદાર વાણીમાં મૂકે છે.

આવા ઉમદા સેમિનારના આયોજન બદલ આયોજકોનો આભાર માનું છું. ગઝલ વિશે અમૃત ઘાયલના બે શેર કહીને વાત પૂરી કરું.

*અણગમાને અતિક્રમી તે ગઝલ,*
*ને પ્રણયમાં પરિણમી તે ગઝલ.*

*આજના ભાવથી નમી તે ગઝલ,*
*જે પ્રથમ દૃષ્ટિએ ગમી તે ગઝલ.*

*લીટી એકાદ નીરખી ઘાયલ,*
*હલબલી જાય આદમી તે ગઝલ.*



# ઝાકળ અને તડકાની વચ્ચે પ્રગટેલી ગઝલો

**રાજેશ વ્યાસ 'મિસ્કીન'**

*ઝાકળ ને તડકાની વચ્ચે, વ્હાલ અને છણકાની વચ્ચે,*
*શ્વાસોની રમણાની વચ્ચે, હું ઊભો છું તું ઊભી છે. (પૃ. ૭૭)*

હર્ષ બ્રહ્મભટ્ટના છઠ્ઠા ગઝલસંગ્રહ 'ઝાકળ અને તડકાની વચ્ચે'ની તાજેતરમાં જ દસમી આવૃત્તિ પ્રગટ થઈ છે ત્યારે આ સંગ્રહ વિશે થોડીક વાત કરવાનું અહીં વિચાર્યું છે. સતત વ્યસ્ત રહેતા હર્ષભાઈ ગઝલસર્જન ક્યારે કરતા હશે ? ઉર્દૂ અને ગુજરાતી બંને ભાષામાં બંને પરંપરાને કેવી રીતે નિભાવતા હશે ? તેમની ગઝલોની કઈ વિશેષતા હૃદયને સ્પર્શનારી છે ? આવા પ્રશ્નો જરૂર થાય. તેમની મોટાભાગની ગઝલોમાંથી હું પસાર થયો છું, અનેકવાર તેમને સાંભળ્યા છે ત્યારે થોડીક વિશેષતાઓ તરફ ધ્યાન અચૂક જાય છે.

ગુજરાતી ભાષાને પ્રત્યેક પેઢીએ એક ગઝલકાર એવો મળ્યો છે જે ગુજરાતી અને ઉર્દૂ બંને ભાષામાં એક સાથે ઇયત્તા અને ગુણવત્તાની દૃષ્ટિએ સર્જન કરતા હોય. આગળની પેઢીના આદિલ મન્સૂરી તરત યાદ આવે. અમારી પેઢીમાં હર્ષ બ્રહ્મભટ્ટ એવું જ એક નામ છે. હાલ નવી પેઢીમાં ભાવેશ ભટ્ટ ગુજરાતી અને ઉર્દૂમાં ગઝલો લખે છે. પ્રત્યેક પેઢીને એક એવો ગઝલકાર મળ્યો છે જે ગઝલકાર સતત વિકસતો રહીને પોતે પોતાને જ અતિક્રમી ગયો હોય. આગળની પેઢીમાં મનોજ ખંડેરિયા એક એવા ગઝલકાર છે. તેમના પ્રત્યેક ગઝલસંગ્રહમાં તેઓ પોતે પોતાને અતિક્રમી ગયા છે. અનુઆધુનિક સમયગાળામાં પોતે જ પોતાને પ્રત્યેક ગઝલસંગ્રહમાં અતિક્રમી જતા હોય તેવા હર્ષ બ્રહ્મભટ્ટ દેખાયા છે. ગુજરાત સરકારના ઉચ્ચ હોદ્દા ઉપર સતત વ્યસ્ત રહેતા હર્ષભાઈના સર્જન વિશે કશું કહેવું હોય તો કહી શકાય કે વ્યસ્તતા વચ્ચે પણ તેમના સર્જકે મોકળાશ ઊભી કરી લીધી છે, જેમ લાકડામાંથી કૂંપળ ફૂટવા માટેની કલ્પના બહારની તક અને તડ ઊભી કરે છે.

અમેરિકામાં નેવાર્ક ઍરપોર્ટ પર એક બુકશોપમાં એક પુસ્તકના મુખપૃષ્ઠે આંખ અને પગ બંનેને જકડી લીધા હતા એ ક્ષણો યાદ આવે છે. અવારનવાર યાદ આવે છે. પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર એક સુઘડ-સ્વચ્છ ઑફિસનું દશ્ય છે. લાકડાની ખુરશીમાંથી એક કૂંપળ ફૂટી છે અને એ કૂંપળ ઉપર એક નાનકડું ફૂલોનું ઝૂમખું છે. આ પુસ્તકનું મુખપૃષ્ઠ કશા જ કારણ વગર મનને અનેક વાર યાદ કરવું ગમ્યું છે. હર્ષ બ્રહ્મભટ્ટની ઑફિસમાં તમે પ્રવેશો તો જાણે સુઘડ-સ્વચ્છ રૂમમાં નિષ્ઠાથી કોઈ કાર્યરત એક ઉચ્ચ કક્ષાના ઑફિસરને જોતા હો તેવું દશ્ય દેખાય. ફોન, ફાઈલ, ફાઉન્ટનપેનની વચ્ચે કોઈક કવિ મળવા આવે ત્યારે તેમના ચહેરા પરનું સ્મિત ખપ પૂરતી એકાદ-બે મિનિટની સાહિત્યિક વાતો વચ્ચે તમને તરત ખ્યાલ આવી જાય કે આ ખુરશીમાં ક્યાંક ફૂલનું ઝૂમખું લઈને કૂંપળ ફૂટી છે. મોડે સુધી શબ્દોમાં અને કામમાં ડૂબેલા હર્ષ બ્રહ્મભટ્ટ નવરાશની પળોમાં મૌનની મહેફિલ માંડે છે અને ત્યારે ગઝલ અને અછાંદસનું એક અનોખું ભાવવિશ્વ સર્જાય છે.

હર્ષ બ્રહ્મભટ્ટનું મૂળ ગોત્ર ગઝલનું છે, એ ચાહે ઉર્દૂ હોય કે ગુજરાતી. ઉર્દૂ અને ગુજરાતી બંને ભાષામાં તેમની કલમ સહજ સર્જન કરે છે. મેં બંને ગઝલો વાંચી છે. બંને ગઝલો વાંચતા મરીઝનો શેર યાદ આવે.

*હો ગુર્જરીની ઓથ કે ઉર્દૂની હો મરીઝ,*
*ગઝલો ફક્ત લખાય છે દિલની ઝબાનમાં.*

અને ખરેખર તેમની ગઝલો દિલની ઝબાનની ગઝલો છે. પ્રત્યેક ગઝલ, પ્રત્યેક શેર પાસે એક ગઝલના ઉપાસક તરીકે હંમેશા હું જઉં છું. પ્રત્યેક ગઝલને બધા સંદર્ભો સમાવીને વાંચી જોઉં છું, બધા સંદર્ભો હટાવીને વાંચી જોઉં છું અને પછી જેમાં ખૂબ મજા પડે એની વાતો કરું છું. આ સંગ્રહની ગઝલોમાં ખૂબ મજા પડી છે. ગઝલમાં કાફિયાનું વૈવિધ્ય ધ્યાન દોરે છે. મુક્ત કાફિયાની ગઝલ, મુક્ત રદીફની ગઝલ એ માત્ર પ્રયોગની ભૂમિકાએ જ નહીં, અનિવાર્યતામાંથી પ્રગટેલો પ્રયોગ છે ! ઉદયન ઠક્કરના એક શેરના સ્મરણથી લખાયેલી ગઝલ કેવી ઝીણી વાત કરે છે. પોતાના સમકાલીન ગઝલકારનો શેર એક ગઝલકાર પોતાની સંવેદનામાં જ્યારે આત્મસાત્ કરે ત્યારે કેવું નિરૂપણ થાય છે તે જોઈએ. ઉદયનો શેર છે -

*કઈ તરકીબથી પથ્થરની કેદ તોડી છે,*
*કૂંપળની પાસે કોઈ કુમળી હથોડી છે ?*

ઉપરના શેરમાં કૂંપળની જે વાત કરવામાં આવી છે એ કૂંપળ પોતે જ છે એ અનુભવાયું હોય અને શેર રચાય ત્યારે કેવું સરસ પરિણામ આવે છે !

*બળ કરીને કેદ કરતી'તી પરિસ્થિતિ,*
*કોઈ કળથી કેદ તોડી નીકળ્યો પાછો.*

આમ તો આખી ગઝલમાં રહેલો Positive સૂર, જીવન વિશેની વિધાયક દૃષ્ટિ હૃદયને સ્પર્શી જાય છે. ઘણાં શેર પાસે અટકી જવાનું મન થાય છે.

*ક્યાંક મંઝિલ ક્યાંક ઠોકર છે હૃદય,*
*આ વળી કેવું મુસાફર છે હૃદય.*

હવેનો શેર કેટલા બધા સંદર્ભો ઊભા કરે છે –

*પ્રશ્ન છું હું રામના વનવાસનો,*
*ને અયોધ્યાસમ નિરુત્તર છે હૃદય.*

*

*ભૂલ પોતાની કદી દેખાઈ ના,*
*સર્વને રસ્તો જ દેખાયો ગલત.*

'ગલત' રદીફ ખૂબ અઘરી છે. ગઝલમાં પાળવી, ગઝલમાં છેક સુધી નિભાવવી બહુ મોટી વાત છે. આ દૃષ્ટિએ આ સંગ્રહની રદીફો પણ ધ્યાન ખેંચે છે. 'કોણ ચાહે છે તને', 'વીંધે છે', 'એકલો, કેમ ભૂલી જઉં ?', 'કિંમત' જેવી રદીફો... 'ઇચ્છા', 'આંખો', 'ઉમ્રભર', 'સંબંધો' જેવી એક શાબ્દિક રદીફો જોતાં પરંપરાને પચાવીને આજનો ગઝલકાર ગઝલ રચે ત્યારે કેવા સુંદર પરિણામો આવે છે તેનો પરિચય કરાવે છે. વધુ ઊંડે ને ઊંડે ને ચિંતનસભર રચાયેલી સરળ ભાષાની આ ગઝલો ગુજરાતી ગઝલક્ષેત્રે એક નોંધપાત્ર ઉમેરો કરે છે તેનો આનંદ છે.

સમગ્ર સંગ્રહમાંથી પસાર થઈએ ત્યારે ખ્યાલ આવે છે કે 'ઝાકળને તડકાની વચ્ચે' સંગ્રહની ગઝલો પોતાના નોખા અવાજ સાથે સિદ્ધહસ્ત ગઝલકાર તરીકે તેમને મૂકી આપે છે. કાફિયા, રદીફ, ગઝલનું ભાષાકર્મ, છંદવૈવિધ્ય જોતા તેઓ જણાવે છે તેમ આ સંગ્રહની ગઝલો અગાઉના સંગ્રહથી અલગ પડે છે. ગુણવત્તાની દૃષ્ટિએ વધુ બળવત્તર, વધુ ઊંડી જણાઈ છે.

*જીવન આખ્ખું પળેપળ ચૂકવી એ યાદની કિંમત,*
*ઘણી મોંઘી પડી અમને પ્રથમ વરસાદની કિંમત.*

*હતો એ કાલ લગ બેઘર, ન જાણે શું કર્યા ધંધા,*
*અદાથી આજ એ પૂછે છે અમદાવાદની કિંમત.*

સંગ્રહની આ પહેલી ગઝલથી જ જાણે પરિચય થાય છે કે પરંપરાને પચાવ્યા

પછી પોતાના અવાજમાં ગઝલ પ્રગટે ત્યારે કેવો રંગ લાવે છે ! સરળતા અને ઊંડાણ એ તેમની ગઝલની ખાસિયત છે. એટલે આ ગઝલો પાસે આપણે જ્યારે જઈએ છીએ ત્યારે ઘણાં સંદર્ભો સમાવવા પડે છે, ઘણાં સંદર્ભો હટાવવા પડે છે. જીવનને વન કહ્યું છે. જીવનનો વનપ્રવેશ પૂરો કર્યા પછી જીવનના વનને એક વનવાસી ઓળખતો હોય એ રીતે એને ઓળખી લીધા પછી, એને પાર કર્યા પછી, સંન્યસ્ત જીવન પ્રગટે ત્યારે શહેરીઓ કદાચ આવા સંન્યાસીને ન પણ ઓળખી શકે.

*શ્હેરમાં તેથી અજાણ્યો સાવ સંન્યાસી હતો,*
*વન જીવનમાં પાર કરનારો એ વનવાસી હતો.*

સંન્યાસી, 'વનવાસી', 'અભ્યાસી' કાફિયા સાથે તેઓ 'ઇતિહાસી' કાફિયા પણ લઈ આવે છે. કાફિયાની બાબતમાં તેમણે ખૂબ કાળજીપૂર્વક કાફિયા પસંદગી અને કાફિયાનું નિરૂપણ કર્યું છે. ઘર અને મકાનનો ફરક કેવો સરળતાથી બતાવી દે છે –

*એક પણ ઘર ન ઘર રહ્યું તારું,*
*જ્યાં અને ત્યાં મકાન રાખીને.*

વિરોધોનો આભાસ... વિરોધાભાસ ગઝલમાં શીર્ષકમાં દર્શાવ્યું છે તેમ વિરોધાભાસમાં વિરોધોનો આભાસ જ હોય છે. ગઝલના શેરમાં પહેલી પંક્તિમાં જે વાત રજૂ થઈ હોય એ વાતને ચોટદાર વિરોધ કે સમર્થન દ્વારા બીજી પંક્તિમાં પૂરી કરવામાં આવતી હોય છે. આ સમગ્ર ગઝલ જેમ-જેમ વાંચતા જઈએ તેમ-તેમ આંખ સામે ચિત્ર ઊભું થતું જાય છે કે ખાલી થઈ જવું અને છલોછલ થઈ જવું એ બંને અનુભૂતિ એકસરખી જ છે. થોડાંક ગમતાં શેર અહીં રજૂ કરવાની લાલચ રોકી શકતો નથી.

*ઝાડની ડાળે હતું જે સાડલાનું પારણું,*
*ત્યાંય બાળક મ્હેલની માફક હતું સોહામણું.* (પૃ. ૨૭)

* * *

*હું મળું સૌને છતાં લાગું નિરંતર એકલો,*
*જેમ કણકણમાં છતાં બધ્ધે જ ઈશ્વર એકલો.* (પૃ. ૨૯)

* * *

*જીતવાનો અર્થ બદલાઈ ગયો,*
*બેઉ પક્ષે ખુશ હતા સૌ હારમાં. (પૃ. ૭૮)*

***

*કદી ઘડીભર પનાહ આપે,*
*અચૂક અઢળક સલાહ આપે.*

*ઘણાંય પુણ્યો ઘણું છુપાવે,*
*ખરો પરિચય ગુનાહ આપે. (પૃ. ૩૯)*

આવો રમતિયાળ અને ટૂંકો છંદ ગઝલમાં સાદ્યંત નિભાવવો એ કવિકર્મની કસોટીરૂપ હોય છે. સમગ્ર સંગ્રહમાં બહુ ઓછી ગઝલોને શીર્ષક આપવામાં આવ્યા છે. પૃ. ૫૦ અને ૫૧ પર આપવામાં આવેલી મુક્ત કાફિયા ગઝલ અને મુક્ત રદીફની ગઝલ આ બંને ગઝલો પ્રયોગની દૃષ્ટિએ ધ્યાન ખેંચનારી છે. સંગ્રહનું નામ જે ગઝલના એક શેર ઉપરથી પડ્યું છે એ ગઝલની રદીફ છે – 'હું ઊભો છું તું ઊભી છે.' વાંચતા-વાંચતા અચાનક નજરે ચઢેલી એક વિશેષ વાત અહીં કહેવાનું મન થાય છે. મત્લાના શેર પછીના દરેક શેરના પ્રત્યેક ખંડને રદીફ સાથે વાંચી જોઈએ તો ગઝલમાં વધુ ઊંડે ઊતરી શકાય છે. ઉ.દા. તરીકે...

*આભ અને આ ધરતી વચ્ચે, ઓટ અને આ ભરતી વચ્ચે,*
*બમણાં'ને તમણાંની વચ્ચે, હું ઊભો છું તું ઊભી છે.*

હવે આ શેરને ખંડમાં વહેંચીને વાંચી જોઈએ.

*આભ અને આ ધરતી વચ્ચે, હું ઊભો છું તું ઊભી છે*
*ઓટ અને આ ભરતી વચ્ચે, હું ઊભો છું તું ઊભી છે*
*બમણાં'ને તમણાંની વચ્ચે, હું ઊભો છું તું ઊભી છે*

ગઝલક્ષેત્રે ગઝલકારો ઘણાં બધા સર્જનરત છે પણ ગઝલ જેને ફળી છે તેને જ ફળી છે. જીવનભર ગઝલો લખી હોય અને છતાં એકાદ ગઝલ કે એકાદ મિસરો ગુજરાતી ગઝલ ક્ષેત્રે અમર ના થઈ શકે એવું બની શકે. ઘણીવાર કોઈ લેખકે વ્યાખ્યાનમાં બધા જ ગઝલકારોનો ઉલ્લેખ ના થઈ શકે ત્યારે કોઈને મનદુઃખ થઈ જતું હોય છે. વર્ષોથી ગઝલ લખતા હોઈએ અને છતાં કોઈ ઉલ્લેખે ના કરે, આ દુઃખ ક્યારેક થતું હોય છે પણ ફરીવાર કહું તો ગઝલ જેને ફળે છે એને જ ફળે છે. ગઝલમાં પોતાનો અવાજ પ્રગટે, મરીઝ-ઘાયલ-આદિલ - રાજેન્દ્ર-મનોજ ખંડેરિયા જેવું પોતાનું નિજી પ્રદાન થાય તેમાંજ એક ગઝલકારની

ગઝલોપાસનાની સાર્થકતા રહેલી છે. હર્ષભાઈ એ દિશા તરફ તેમની સર્જકતા દ્વારા વળી રહ્યા છે તેના એંધાણ - તેનો અણસારો આ સંગ્રહની ગઝલો જોતા આવે છે. અનુઆધુનિક સમયગાળાના મહત્ત્વના સિદ્ધહસ્ત ગઝલકારોમાં તેમની ગઝલો દ્વારા નવા શિખરો સર કરી રહ્યા છે તે દેખાઈ આવે છે.

*ગઝલના દેશમાં ઓળખ હવે કૈં આ પ્રમાણે છે,*
*મને અંધાર ને ઝળહળ ને જડ-ચેતન પિછાણે છે.*



## સાભાર સ્વીકાર




મૃત્યુ લગ ઇચ્છાઓ ધવડાવ્યા કરે,
ને ખરેખર ધાવણું કોઈ નથી.

**ચહેરા ઉપર પૂનમ,** સુરેશ પરમાર 'સૂર' મુખ્ય વિક્રેતા : રન્નાદે પ્રકાશન, ગાંધી રોડ, અમદાવાદ-૧.






પ્રેમમાં ખેંચાણ છે આવી ગઈ શ્રદ્ધા મને,
એ હવે કહેવાને આવે છે કે ભૂલી જા મને.

**- મરીઝ**

(પ્રતિનિધિ ગઝલકારોની ચૂંટેલી ગઝલોનો આસ્વાદ)
**તદ્‌ભવ,** ડૉ. વિરંચિ ત્રિવેદી, મુખ્ય વિક્રેતા : રન્નાદે પ્રકાશન, ગાંધી રોડ, અમદાવાદ-૧.

# સંપર્ક

**લલિત ત્રિવેદી,** શિવકૃપા, ૧-વૈશાલીનગર, રૈયા રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૭
**એસ. એસ. રાહી,** ઇઝી સોસાયટી, પ્લોટ નં. ૧૩, રૂપી બૅન્ક પાછળ, કોઢવા, પૂણે ૪૧૧૦૪૮, (મો.) ૦૯૩૭૩૧૩૭૯૫૨
**સ્નેહી પરમાર,** બગસરા, પો. બો. નં. ૨, જિ. અમરેલી.
**વંચિત કુકમાવાલા,** પુષ્પમ્ - પ્લોટ ૮૨-બી-૨, ભાનુશાળી નગર, પો. ભુજ (કચ્છ) - ૩૭૦ ૦૦૧
**ચિરાગ ત્રિપાઠી,** ૬/બી, જયજલારામ સોસાયટી, એસ.બી.આઈ. સામે, નવા વાડજ, અમદાવાદ-૧૩.
**શૈલેન રાવલ,** શ્રી હરિપાર્ક, ઝાંઝર ટોકિઝ પાસે, વાંકાનેર-૩૬૩ ૬૨૧. (મો.) ૯૯૭૯૯ ૯૭૨૭૪
**હનિફ રાજા,** શ્રી કૉમ્પ્લેક્ષની પાછળ, હાલોલ રોડ,અલીપુરા, પો. બોડેલી-૩૯૧૧૩૫ જિ. છોટાઉદેપુર મો.૯૫૭૪૩૫૨૨૦૮
**ઉર્વીશ વસાવડા,** ચિત્તખાના ચોક, ફિલીપ્સ હોટલ પાસે, જૂનાગઢ-૧ ફોન :૦૨૮૫- ૨૬૫૧૧૮૯
**દિનેશ કાનાણી,** 'શ્રી રામ' નારાયણ નગરશેરી નં.૭, ઢેબર કૉલોની પાસે, રાજકોટ-૩૬૦૦૦૨. (મો.) ૯૮૨૪૨ ૧૯૦૯૬
**વીરુ પુરોહિત,** ૨૩-એ, રાધેકૃષ્ણનગર, મોતીબાગ માર્ગ, જૂનાગઢ-૧ મો. ૯૮૭૯૫ ૭૦૪૧૯
**પરાજિત ડાભી,** ઓમ નમ: શિવાય સોસાયટી, પ્લોટ નં. ૩૪/એ, ગુરુકુળ વિદ્યાલય પાસે, ફૂલસર, ભાવનગર-૩૬૪૦૦૪. મો. ૯૮૨૪૯૦૩૯૦૩
**હનીફ સાહિલ,** ૧૪, આશિયાના પાર્ક, જિ. ખેડા. મહેમદાબાદ-૩૮૭ ૧૩૦.
**રાકેશ હાંસલિયા,** સિલ્વર ગોલ્ડ રેસિડેન્સ-૩, 'સૌમ્ય', ગોલ રેસિડન્સી પાછળ, નાના મવા રોડ, રાજકોટ-૫.
**Preeti Sengupta,** 15, Stewart Place, Apt. 7E White Plains, NY 10603 (914)997-9016 (U.S.A.)
**જિગર જોષી 'પ્રેમ',** ૫૯, ગંગોત્રી પાર્ક, યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૫ મો. ૯૯૨૫૧ ૫૭૪૭૫
**ગુલામ અબ્બાસ 'નાશાદ',** સી-૬૦૪, ફતેહસાગર કૉમ્પ્લેક્સ, કોન્વેન્ટ સામે, ફતેગંજ, વડોદરા-૨
**કિરીટ ગોસ્વામી,** એફ-૨૦/૬૬૬, પહેલો માળ, રણજિતનગર, જામનગર-૩૬૧૦૦૫ મો. ૯૮૭૯૪ ૦૧૮૫૨
**હરેશ 'તથાગત',** 'ધમ્મપદ', ૨/૪, 'ગોકુલ સંનિવાસ', ૧૧ પંચનાથ પ્લોટ, ગોવર્ધન નાથજી હવેલી સામે, રાજકોટ-૩૬૦ ૦૦૧. (મો.) ૮૦૦૦૪ ૦૫૭૪૦
**અનંત રાઠોડ 'અનંત',** હિંમત છાત્રાલય, સિવિલ હૉસ્પિટલ રોડ, હિંમતનગર-૩૮૩૦૦૧, જિ. સાબરકાંઠા. (મો.) ૯૩૭૪૨૭૧૦૯૨ gazal_world@yahoo.com
**પ્રફુલ્લ વોરા,** બી-૧,પલ્લવ ઍપાર્ટમેન્ટ, રબર ફેક્ટરી સામે, ભાવનગર-૩૬૪૦૦૧.
**નગજીભાઈ બારોટ,** સર્વોદય સોસાયટી, થરાદ, જિ. બનાસકાંઠા (ઉ.ગુ.)-૩૮૫૫૬૫ મો. ૯૪૨૯૪ ૨૨૦૦૪
**ડૉ. ધૈવત શુક્લ, 'આનંદ',** 'ૐ', ૨૦૪, શ્રીનાથ હોમ્સ, બ્લોક-૦બી, બાગબાન રેસ્ટોરેન્ટ પાછળ, પોર પાટીયું, કુડાસણ, ગાંધીનગર-૩૮૨૪૨૧ મો. ૯૭૧૨૯૯૭૪૦૩ Email- 00um1111@gmail.com

તથાગત પટેલ, ૬૦, સી.પી.નગર-૨, ભૂયંગદેવ, અમદાવાદ-૩૮૦૦૬૧.
ઋષિરાજ જાની, ૮, રાજતિલક બંગલાં, આબાદનગર પાસે, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮. (મો.) ૯૩૧૨૩ ૭૫૧૧૨
દિનેશ ડોંગરે 'નાદાન', ૩૯-સી, રામવાટિકા સોસાયટી, વૃંદાવન સોસાયટી પાસે, આયુર્વેદિક કૉલેજ રોડ, પાણીગેટ બહાર, વડોદરા-૩૯૦૦૧૯
હેમંત ગોહિલ 'મર્મર', ૬૭-બી, નિલેશ સોસાયટી, નારી ચોકડી પાસે, વરતેજ, ભાવનગર.
શ્યામ ઠાકોર, ૪૬, વલ્લભનગર સોસાયટી, ભુરાવાવ, ગોધરા. (મો.) ૯૪૨૭૦૭૦૯૮૫
પારુલ ખખ્ખર, 'તીર્થ', ૧૫૩. ગુરુકૃપાનગર, ચિતલ રોડ, અમરેલી-૩૬૫૬૦૧ (મો.) ૯૮૨૯૮ ૮૯૩૩૬
ડૉ. કાલિન્દી પરીખ, દેના બૅંક સોસાયટી., અમરેલી-૩૬૫૬૦૧ (મો.) ૯૪૨૯૧૩૯૧૪૫
સુરેશ એમ. પરમાર 'સૂર', ઇ-૪૧, દર્શનપાર્ક. સુસેન-તરસાલી રોડ, વડોદરા-૩૯૦૦૧૦. (મો.) ૯૨૨૮૮ ૧૮૬૦૬ Email : soor789@ahoo.co.in
રાજુલ સુરેશ ભાનુશાલી, ૧૧૫/૮, શ્રી કૃષ્ણદીપ, ગારોડિયાનગર, પુષ્પવિહાર હોટલની બાજુમાં, ઘાટકોપર (ઇસ્ટ), મુંબઈ-૪૦૦૦૭૭. (મો.) ૯૯૨૦૭૭૭૬૨૫
જિતેન્દ્ર પ્રજાપતિ, મુ.પો. બગદાણા, વાયા - ઠળિયા, જિ. ભાવનગર-૩૬૪૧૪૫ (મો.) ૯૬૨૪૬ ૫૭૩૫૪
કિશોર જીકાદરા, ૧૪૨, સર્વોદયનગર. સેક્ટર-૩૦, ગાંધીનગર ૩૮૨ ૦૩૦. મો. ૯૮૭૯૪ ૭૫૧૩૦
બાલકિશન જોગી, 'સ્વીકાર', ૧૩. પ્રગતિનગર, લાઠી રોડ, રેલ્વે ક્રોસિંગ પાસે, અમરેલી. (મો.) ૯૮૨૭૨ ૪૩૯૮૬
ભૂપેન્દ્ર શેઠ 'નીલમ', પૂજા એન્ટરપ્રાઇઝ, ૫૮, દિગ્વિજય પ્લોટ, જામનગર-૫. (મો.) ૯૮૨૬૭૧૧૩૭૨
ફિલિપ ક્લાર્ક, પ્લોટ નં. ૩૪૨/૨. સેક્ટર-૨-બી, ગાંધીનગર-૩૮૨૦૦૭
ફોન : (૦૭૯) ૨૩૨૪૩૮૮૫
જગદીશ સાધુ 'પ્રજ્ઞેય', ૪૮, નૂતન રો-હાઉસ, વિદ્યાકુંજ સ્કૂલ પાસે, પાલ રોડ.
સુરત-૩૯૫૦૦૯ (મો.) ૯૮૯[illegible] [illegible]૬૩૪૮
નઈમ શેખ 'મસીહા', 'મન્ઝુરે ઇલાહી', ભાવના સોસાયટી, સંતકબીર રોડ,
સાવરકુંડલા-૩૬૪૫૧૫, જિ. અમરેલી.
મીરા આસીફ, વડવા બાપેસરા [illegible] રોડ, ભાવનગર-૩૬૪૦૦૧ (મો.) ૯૨૭૫૦ ૬૨૬૪૦
કરસનદાસ લુહાર, ૩૯, 'કલ્પદ્રુમ', શ્રીજીનગર, મહુવા, જિ. ભાવનગર-૩૬૪૨૯૦.
'બેજાન'. બહાદરપુરી, (વ્રજેશ [illegible] વાળંદ), ૧, આશાપુરીનગર, રામાકાકા રોડ, છાણી, વડોદરા-૩૯૧૭૪૦ (મો.) ૯૭૨૩૩ ૩૩૪૨૩.
નીલેશ પટેલ, શ્રી કલ્યાણી ટ્રેડર્સ, સાયણ-ઓલપાડ રોડ, મુ. પરીઆ, પો. સાયણ,
તા. ઓલપાડ, જિ. સુરત-૩૯૪૧૩૦ (મો.) ૯૯૦૯૬ ૩૨૨૯૧
બેન્યાઝ ધ્રોલવી, કાઝી વૉચ કંપની, જેલ રોડ, કાપડ બજાર, ધ્રોલ-૩૬૧૨૧૦ જિ. જામનગર. (મો.) ૯૯૧૩૩ ૯૩૪૩૫
સિકંદર મુલતાની, ડીલક્ષ મંડપ સર્વિસ, એમ. જી. રોડ, ગ્રીન ચોક, લીંબડી-૩૬૩૪૨૧
જિ. સુરેન્દ્રનગર. મો. ૯૨૨૮૧ ૧૬૩૬૩, ૮૪૬૦૩ ૪૧૭૪૨
ગિરીશ પરમાર, હાઉસીંગ સોસાયટી, મહેલજ રોડ, વિદ્યાવિહાર છાત્રાલય પાસે, મુ. રઢુ,
તા. જિ. ખેડા-૩૮૭૫૬૦ (મો.) ૭૬૦૦ ૪૧૯૪૬૪
રાજેશ વ્યાસ 'મિસ્કીન', ૧, સરસ્વતી સોસાયટી, જૈન મર્ચન્ટ સોસાયટી પાસે, પાલડી, અમદાવાદ.




## હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે

(ગની દહીંવાળાની સમગ્રકવિતા)

સંપાદક : ભગવતીકુમાર શર્મા - રવીન્દ્ર પારેખ

૨૦૦૯, મૂલ્ય : રૂ. ૨૦૦-૦૦, પૃ. ૫૧૬, ડિમાઈ, પાકું પૂંઠું.

## અરૂઝ-શેર

- શૂન્યપાલનપુરી

સંપાદક : રાજેશ વ્યાસ 'મિસ્કીન'

૨૦૧૨, મૂલ્ય : રૂ. ૬૦, પૃ. ૮૦, ડિમાઈ, પાકું પૂંઠું.







## ગઝલ પ્રવેશિકા

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

૨૦૧૨, મૂલ્ય : રૂ. ૧૨૦, પૃ. ૨૩૧, ડિમાઈ, પાકું પૂંઠું.

**વલી ગુજરાતી ગઝલકેન્દ્રના આ પ્રકાશનો મેળવવા**
**ગુજરાત સાહિત્ય અકાદમીના પ્રકાશનવિભાગનો સંપર્ક કરવા વિનંતી**

# ગઝલવિશ્વ

**યાદગાર ગઝલ...**

## રાજેન્દ્ર શુકલ

### સભર સુરાહી ગઝલ...

સભર સુરાહી, લલિત લચક કટિ, કોમલ-સ્કંધા ગઝલ,
વનવન ભમતાં મિલત, અતર્કિત યોજનગંધા ગઝલ.

લખચોરાસી લખત લખત, ચખ વેધત રે લખ સકલ,
અલખ અલખ ગિરનારી ગાજે, નિત પડછંદા ગઝલ.

ચાક ગરેબાઁ, બેબાક દિશા, દામન દર દર ઊડે,
અષ્ટ પાશ આકાશ ઉડાવત, ત્રુટિતફંદા ગઝલ.

સાઁસઉસાઁસ ચલાવત છૂવત, ઝિલમિલ સાતોં ગગન,
વિહઁસ વિહઁસ કરતાલ નચાવત, ગાવત બંદા ગઝલ.

કઁહ લગ રૂઠો, માન કરો અતિ, મુખ મચકોડો અલગ,
સૂર મિલાવી ગાઓ પ્રિયજન, સત્ ચિત્નંદા ગઝલ.